ધીકળાનિધિ-પ્રથમકળા.

# ચાતુર્ચર્યા

અથવા

## શુભ આચાર.

(કવિ ક્ષેમેન્દ્રકૃતનું ગુજરાતી
ભાષાંતર.)

પ્રકટ કરનાર
"ગુજરાતી" પ્રેસના માલીક.

મુંબઈ:
"ગુજરાતી" છાપાખાનું.

સંવત્ ૧૯૪૫. ઈ. સ. ૧૮૮૯.

કિંમત [illegible] આના.

૩૮૯૪

વિદ્યાકળાનિધિ–પ્રથમ કળા.

# ચારુચર્યા

અથવા

## શુભ આચાર.

(કવિ ક્ષેમેન્દ્રકૃતનું ગુજરાતી ભાષાંતર.)

પ્રકટ કરનાર

"ગુજરાતી" પ્રેસના માલીક.

મુંબઈ:

"ગુજરાતી" છાપાખાનું.

સંવત્ ૧૯૪૫.

કિંમત ચાર

વિદ્યાકળાનિધિ

# સૂચના.

સંસ્કૃત સાહિત્યમાં ઉત્તમ પ્રતિના સદ્બોધવાળાં, સદ્વૃત્તિ ઉત્પન્ન કરનારાં, બોધક, ધર્મનું તત્ત્વ સમજાવનારાં પુષ્કળ કાવ્યો છે, કે જેનું ભાષાંતર ગુજરાતી પ્રજાને આપ્યું હોય તો ઘણું લાભકારક થઇ પડે. આવા હેતુથી અમે સંસ્કૃતમાંથી સુંદર, રસિક, સાથે શિક્ષણદાયી કાવ્યોનાં ભાષાંતર કરાવી સસ્તી આવૃત્તિ પ્રકટ કરવાનો ઉદ્દેશ રાખ્યો છે. એ ઉદ્દેશનું પ્રારંભ ફળ તે આ **ચારુચર્યા** અથવા **શુભ આચાર** છે.

એના કર્તા સંબંધી આ પ્રમાણે વૃત્તાંત છેઃ-આ કાવ્ય કાશ્મીરનિવાસિ ક્ષેમેન્દ્ર કવિનું રચેલું છે. એ કવિ ખ્રિસ્તી સને ૧૦૨૮-૧૦૮૦ સુધીમાં અનંત રાજના સમયમાં હૈયાત હતો. રાજાની એવી ઇચ્છા થઇ કે પિશાચ ભાષામાં એક લાખ શ્લોકમાં લખાયલી **બૃહત્કથા**નું સંસ્કૃત ભાષામાં તાત્પર્ય તૈયાર કરવું. ક્ષેમેન્દ્ર કવિએ તે કામ માથે લીધું ને **બૃહત્કથા મંજરી** નામનો આઠ હજાર શ્લોકવાળો ગ્રંથ તૈયાર કીધો. આ ગ્રંથ રાજાની આજ્ઞાથી થયો ખરો, પણ રસિક ન થવાને લીધે રાણીએ બીજા રાજકવિ સોમદેવ ભટ્ટને આજ્ઞા કરી કે તમારે રસિક **બૃહત્કથા**-સાર બનાવવો. સોમદેવ કવિએ **કથા સરિત્સાગર** નામનો ૨૪૦૦૦ શ્લોકવાળો ગ્રંથ તૈયાર કીધો ને તેથી આ કવિની **બૃહત્કથા મંજરી** આજે ઝાઝી લોકપ્રસિદ્ધ નથી. એ કવિએ, બુદ્ધિમાન્ અને વિદ્વાન્ હોવાથી બીજા પણ ઘણા ગ્રંથો કીધા છે, જેની એક ટિપ્પણી હેઠળ આપીએ છીએઃ-

૧ અમૃતરંગ કાવ્ય.
૨ અવસર સાર.
૩ ઔચિત્ય વિચાર ચર્ચા.
૪ કનક જાનકી.

આ પ્રમાણે આ મહા કવિએ અતિ ઉપયોગી, અતિ રસ ભરેલા ૩૨ કાવ્ય ગ્રંથ કીધા છે—તેમાંથી અમે પેહેલે આ ચારુચર્યાનો ગ્રંથ વધારે પસંદ કીધો છે. સદ્બોધ આપનાર કેટલાક રીતરીવાજો પ્રત્યેક વર્ગમાં છે, પણ તેનાં કારણો કોઇ પણ જાણુતા નથી; તે કારણો દૃષ્ટાંતથી આ કાવ્યમાં દર્શાવ્યાં છે. દૃષ્ટાંત તરીકે ઉત્તર દિશાએ મસ્તક કરીને સૂવું નહિ એવો રીવાજ પ્રસિદ્ધ પડી ગયો છે, પણ તેનું કારણ કોઈ જાણતું નથી. આવી તો ઘણી બાબતો છે. વાંચનારને વિશેષતાથી સમજણ પડે તેટલા માટે આ ભાષાંતરના મૂળ શ્લોકમાં જે જે કર્તવ્ય સંબંધી જણાવ્યું છે, તેનાં દૃષ્ટાંતોનો ઇતિહાસ પણ આપ્યો છે, જે અત્યુપયોગી થઇ પડશે. આશા છે કે ગુર્જર પ્રજાને આ ગ્રંથ એક શિક્ષણદાયી થઇ પડશે; ને બાળકો આનો ઉપયોગ કરશે તો તેઓને એમાંથી શિક્ષાયોગ્ય ઘણું મળશે.

મુંબઇ સંવત્
૧૯૪૫-જેઠ વદ ૧૧.

મહા કવિ ક્ષેમેન્દ્રકૃત.

# ચારુ ચર્યા.

અથવા

## શુભ આચાર.

**પ્રાર્થના**–લક્ષ્મીનો લાભ થવાથી, ભાગ્યશાળી, સ્વર્ગ અને મોક્ષ આપનારા, ત્રણ જગતને પૂજવા લાયક, સત્યા-(સત્યભામા)માં આસક્ત એવા શ્રીકૃષ્ણ જય પામો. ૧

**શિક્ષા**–જ્યારે ઘાડી રાત્રિ હોય ત્યારે જાગૃત થઈ મનુષ્યે સાવધાન થવું; કારણ કે ગુણવાનનો આશ્રય કરનારી લક્ષ્મી (શોભા અથવા ધન) પ્રભાતમાં ઉઘડેલાં કમળનો આશ્રય કરે છે. ૨

**સાર**–પ્રભાતમાં વેહેલું ઉઠી પોતાના ધંધામાં લાગવું કે જેથી લક્ષ્મીનો લાભ થાય છે. વેહેલા ઉઠવાથી શરીર આરોગ્ય રહે છે–ચંચળતા આવે છે, ને દરેક કાર્ય સંધ્યા-કાળે સંપૂર્ણ થાય છે–કેમકે વખત ઘણો મળે છે–ને તેથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

**શિક્ષા**–હમેશાં જલસ્નાનથી મનુષ્યનું શરીર પવિત્ર થાયછે. કારણ કે વૃત્રાસુરને મારનારા ઇંદ્રે જલસ્નાન કરી વૃત્રને મારવાથી મેળવેલા પાતકને દૂર કર્યું હતું. ૩

**સાર**–જળ સ્નાન કરવાથી શરીરાદિકના કેટલાક રોગનો નાશ થાય છે–ઘણું ચાંચળ્ય આવે છે–સુસ્તી જતી રહે છે. સ્નાન કીધા પેહેલાં શરીર પ્રમાદી જણાય છે.

**શિક્ષા**–મનુષ્યે પોતપોતાના ઇષ્ટ દેવની પૂજા કર્યા વગર કોઇ પણ કામ કરવું નહીં. કારણ કે યમરાજા શંકરના ભજનમાં પ્રેમવાળા શ્વેત મુનિને (પોતાના લોકમાં) લઇ જઇ શકયા ન હતા. ૪

શિક્ષા–મનુષ્યે શાસ્ત્રમાં કહેલા માર્ગ પ્રમાણેજ શ્રદ્ધાસહિત શ્રાદ્ધ કરવું. જેમકે શાસ્ત્રવેત્તા ભીષ્મપિતામહે પૃથ્વી ઉપર પિંડ મૂકયો; પણ શંતનુ રાજાના હાથમાં પિંડ આપ્યો નહીં. ૫

દૃષ્ટાંત–ભીષ્મે શ્રાદ્ધ કર્યું ત્યારે તેમના પિતાજી શંતનુએ ત્યાં પ્રત્યક્ષ આવી લાંબો હાથ કરીને પિંડ માગ્યો, પણ તેના પુત્રે તેના હાથમાં પિંડ આપ્યો નહીં; કારણ કે હાથમાં આપવાથી દોષ લાગે છે.

શિક્ષા–સૂવા વખતે પથારીમાં પશ્ચિમ કે ઉત્તર તરફ માથું રાખવું નહીં. કારણ કે શય્યા આડી પથરાઈ જવાથી ઇંદ્રે દિતિના ગર્ભનો નાશ કર્યો હતો. ૬

દૃષ્ટાંત–પૂર્વે કશ્યપ ઋષિની સ્ત્રી દિતિ, પયોવ્રત ધારણ કરી પવિત્રતા સહિત પતિ–ઋષિના આશ્રમમાં રહેવા લાગી. જે વખતે તેને વ્રતના નિયમ સંભળાવવામાં આવ્યા હતા તે વખતે તેના પતિએ કહ્યું હતું કે શયન કાળે ઉત્તર તરફ અથવા પશ્ચિમ તરફ મસ્તક કરીશ નહિ. આમ આજ્ઞા છતાં એક વખતે સાયંકાળે નિષેધ કરેલી દિશા તરફ મસ્તક મૂકીને પથારીમાં દિતિ સૂતી; તે વખતે તેની બ્હેન અદિતિનો પુત્ર ઇંદ્ર, જે કે દૈત્યનો વેરી હતો (અને અદિતિને જે પુત્ર થવાનો હતો તે પોતાનો વેરી થવાનો હતો તેથી) તેણે માસીના ઉદરમાં રહેલા ગર્ભના કટકા કરી નાખ્યા.

સાર–આપણને જે નિયમ કોઇ પણ શિષ્ટ જને બતાવ્યો હોય તેમાં જો ચૂકીએ તો આપણને અવશ્ય અડચણ થયા વિના રહે નહિ.

શિક્ષા–ઉદાર અંતઃકરણવાળા મનુષ્યે યાચકને ભોજન કરાવ્યા પછી જે બાકી રહે તે જમવું. શ્વેત મુનિએ યાચકને અન્ન આપ્યા વગર ભોજન કર્યું તેથી પોતાના માંસને ખાનારા ઠર્યા હતા. ૭

દૃષ્ટાંત–પૂર્વે શ્વેત નામનો એક રાજા હતો, તેણે પોતાની પૂર્વાવસ્થામાં રાજ્યપાટનું અનુપમ સુખ, નવનવી રમણીના કોમળ હાવભાવ અને પંડિતોના મુખ

ક્વનની મીઠાસ લેવામાં જરા પણ બાકી રાખ્યું ન હતું. જેવો તે વ્યવહાર નિપુણ હતો તેવોજ જ્ઞાની હતો, પરંતુ તે રાજાએ કોઇ દિવસ પણ આદરથી અતિથિને નોતરી જમાડયો ન હતો. જ્યારે તેને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ ત્યારે તેણે પોતાનો ઉત્તમ કાળ એકાંત પવિત્ર સ્થળમાં રહી ઇશ્વરારાધનમાં કાઢવાનો નિશ્ચય કર્યો ને પોતાના પુત્રને રાજ્યગાદી ઉપર બેસારી પોતે એકલો હિમાલયના સીમાડા ઉપર આવેલા તપોવનમાં ગયો.

માણસને માટેજ ચાર પુરુષાર્થ બનાવવામાં આવ્યા છે, માટે તેનું નામ 'પુરુષાર્થ' (પુરુષ માટે બનાવવામાં આવેલા પદાર્થો) રાખેલું છે. આ રાજા તેમાંના ત્રણનો ઉપભોગ કરી ચોથો મોક્ષ અર્થ પ્રતિપાદન કરવા માટે વનમાં ગયો હતો. ત્યાં વનમાં રાજા હમેશાં રાત્રિદિવસ ધ્યાન, ધારણા આદિથી ઇશ્વરારાધન કરવા મંડયો ને આહારમાં માત્ર ફળ ફૂલજ વાપરવા લાગ્યો. જ્યારે તેની તપઃસંપત્તિ બ્રહ્માંડમાં અતિ પ્રકાશવા લાગી અને દેવ તથા અસુર લોકો પણ કંપવા મંડયા; ત્યારે ઇંદ્રના મનમાં આવ્યું કે શું કોઇ મારા ઇન્દ્રાસન માટે પ્રયત્ન કરે છે? આવી શંકા થવાથી ઇંદ્રાદિ દેવતાઓ અને બ્રહ્મા જ્યાં શ્વેતમુનિ તપ કરતો હતો ત્યાં આવ્યા. આ મુનિને માથે પીળી જટા શોભી રહી હતી, ડાબા ખભા ઉપર શ્વેત રંગનાં ત્રણ ઉપવીતનાં સૂત્ર તપસ્યા દેવીને મળવા આવેલા ગંગાના ત્રણ ફાંટા જેવાં દેખાતાં હતાં અને મુનિ પોતે એકાંત ધ્યાનમાં પરમાત્માના પરમ સ્વરૂપનું દર્શન કરતા હતા.

થોડીવાર થયા પછી ધ્યાનસ્થ મુનિ મહારાજ પોતાનાં નેત્રો ઉઘાડીને જુવે છે તો બ્રહ્મા અને ઇંદ્રાદિ દેવતાને દીઠા. બ્રહ્માદિના ચરણમાં પ્રણામ કરી સાષ્ટાંગ દંડવત્ કરીને કહ્યું—મહારાજ, ધન્ય મારા જન્મને; આટલું કહીને વિરામ પામ્યો એટલે બ્રહ્મા બોલ્યા—વત્સ, વર માગ. આ તારી ચિરકાળની તપઃસંપત્તિ કંઇ સાધારણ ફળવાળી નથી. તે સાંભળીને શ્વેત બોલ્યા—બ્રહ્માજી, મને તો સદેહ મુક્તિની ઇચ્છા છે. બીજું કશું પણ જોઇએ નહીં.

તે સાંભળી ઈંદ્રાદિ દેવતાઓ બોલી ઉઠયા કે બીજુ જે માગે તે તેને આપવા તૈયાર છીએ, પણ સદેહ મુક્તિ મળવી તો મુશ્કેલ છે. પછી બ્રહ્મા શ્વેતના અતિ કષ્ટકારી તપઃસંપત્તિ તરફ નજર કરીને બોલ્યા—વત્સ, તું ગભરાઈશ નહીં, આ દેહને આ આશ્રમમાં ત્યાગ કરી સ્વર્ગમાં ચાલ્ય.

શ્વેતમુનિએ બ્રહ્માની શાંતિકર બોધપ્રદ વાણી સ્વીકારી, તરત પોતાના દેહનો ત્યાગ કરી, બ્રહ્માની સાથે બ્રહ્મલોકમાં ગયા. ત્યાં નવનવા ઉપભોગ ભોગવવા લાગ્યા, પરંતુ પોતે પૂર્વ જન્મમાં કોઇ દિન પણ અતિથિ—ભિક્ષુકને જમાડયો ન હતો, એટલે જ્યારે ભોજનનો સમય થયો ત્યારે સર્વ દેવલોકવાસી દેવતાને મધુર ભોજનો આવ્યાં, પણ શ્વેતને આવ્યું નહીં, તે જોઇ શ્વેતના મનમાં વિચાર આવ્યો કે આ શું? મેં આટલી તપસ્યા કરી તો પણ મને એક અન્ન સરખું ન મળે? શો ગજબ. એમ થોડીવાર ચિન્તા કરી તરત બ્રહ્માની પાસે જઇ, પૂછયું કે મહારાજ, આ દેવ વર્ગને ભોજન મળ્યું ને મને મળ્યું નહીં તેનું કારણ શું હશે? બ્રહ્મા બોલ્યા—તું અત્યંત જ્ઞાની, તપસ્વી ને યોગી હતો પરંતુ તેં કોઇ પણ દિવસ એક પણ અતિથિ—ભિક્ષુકને જમાડયો નથી. માટે તુંને ભોજન મળશે નહીં. જ્યારે તું અગસ્ત્યને દાન આપી તેનો સત્કાર કરીશ ત્યારે તુંને અહીં ભોજન મળશે. તે સાંભળી શ્વેત બોલ્યો મહારાજ, ત્યારે મારે અહીં શાનું ભોજન કરવું? એટલે દેવતાઓએ કહ્યું કે તારૂં શરીર હિમાલય પાસેના વનમાં પડયું છે તેમાંથી તારે રોજ પેટપૂરણ માંસ ખાઇ આવવું. તારા ખાવા પછી પાછું તે શબ જેવું ને તેવું બની જશે. પણ કોઇ દિવસ પણ કોહી જશે નહીં. દેવતાની વાણી સાંભળી શ્વેત દરરોજ મધ્યાન્હ સમયે વિમાનમાં બેસી પોતાના શબની પાસે જઇ, તેમાંથી માંસ કાઢીને ખાતો. આમ ઘણાં વર્ષો વીતી ગયાં. ત્યારે બ્રહ્માને પૂછયું કે આમ મારે કયાંસુધી મારૂં માસ ખાઇને પેટ ભરવું? ત્યારે બ્રહ્માએ કહ્યું કે અગસ્ત્યને દાન આપ્યા પછી તુંને અહીં ભોજન મળશે. પછી એક વખતે અગસ્ત્ય મુનિ તીર્થાટન

કરતા કરતા જ્યાં શ્વેતનું શબ પડયું હતું તે વનમાં જઇ ચડયા. આ વનમાં અનેક વૃક્ષો ફળના ભારથી લચી ગયેલાં હતાં. લતાઓ નીચે અમોઘ પુષ્પો વેરાઇ ગયાં હતાં. ચોમેરથી અનેક સુગંધી પુષ્પોના મઘમઘાટ સાથે શીતળ પવન વાતો હતો. પણ પ્રાણી નામે તે વનમાં કોઇ પણ જોવામાં આવ્યું નહીં તેથી તે અત્યંત ભયંકર દેખાવ આપતું હતું. અગસ્ત્ય મુનિના મનમાં વિચાર આવ્યો કે આ વન દેવતાના ભવ્ય ભવન જેવું છે છતાં આ પશુપક્ષી વગરનું છે તે શું કહેવાય? ખરેખર અહીં કોઇ ભૂત પ્રેતનો સંચાર હોવો જોઈએ. એમ વિચાર કરતા આગળ જાય છે, એવામાં શ્વેતનું શબ નજરે પડયું. તેની પાસે જઇ જુવે છે તો તે તરતના શબ જેવું—તાજું દેખાયું. અગસ્ત્યે વિચાર કર્યો કે આ શબને લીધે અહીં કોઇ આવતું નહીં હોય માટે અહીંયાં રહીને તપાસ કરીએ. આવો વિચાર કરી અગસ્ત્ય ત્યાં વનમાં એક શિવ મંદિર હતું તેમાં જઇને બેઠા.

જ્યારે મધ્યાન્હ સમય થયો ત્યારે શ્વેતમુનિ અપ્સરાઓ સાથે વિમાનમાં બેશી તે વનમાં પોતાના શબ પાસે આવ્યો. તેના વિમાનના ભણકારા સાંભળી અગસ્ત્ય મુનિ તેને જોવા માટે ગયા, તો શ્વેતને પોતાનું માંસ ખાતો દીઠો એટલે પૂછયું કે અરે આ કર્મ કેમ કરેછે? એટલે શ્વેતે પૂછયું તમે કોણ છો? મુનિએ કહ્યું, હું તો અગસ્ત્ય છું કે તુરત શ્વેત પ્રણામ કરી બોલ્યાઃ—

મહારાજ, મારા શાપનો આજ અંત આવ્યો. મેં આજ દિન સુધી જે તપ કર્યું હતું અને બીજાં સુકૃત કર્યાં હતાં તેનું ફળ મને આજજ મળ્યું. પછી પોતાના કંઠમાંથી નીલમણિની માળા ઉતારી અગસ્ત્યને આપવા લાગ્યા એટલે અગસ્ત્ય બોલ્યા, ના હું કોઇનું પણ દાન લેતો નથી. શ્વેત બોલ્યો—મહારાજ, આ માળા તો લીધા વગર ચાલશે નહીં. જ્યાં સુધી આ માળા આપ લેશો નહીં ત્યાં સુધી મને સ્વર્ગમાં અનાજ મળશે નહીં; અને બ્રહ્મા વગેરેએ પણ કહ્યું છે કે તે તારૂં દાન લેશે એટલે સ્વર્ગમાં તુંને ભોજન મળશે. તે સાંભળી અગસ્ત્યે દાન લીધું

કે તરત તે શ્વેતનું શબ બળી અને ભસ્મ થઇ ગયું અને શ્વેતને સ્વર્ગમાં ભોજન મળવા લાગ્યું.

**સાર**—કોઇ પણ અતિથિ પોતાને બારણે આવ્યો હોય તેને બીજું ન આપતાં યથાશક્તિ અન્ન તો અવશ્ય-જ આપવું; કારણ કે સર્વ દાનમાં અન્ન દાન મોટું છે, કેમ કે તે ઉપર પ્રાણીઓના પ્રાણ રહેલા છે.

**શિક્ષા**—મનુષ્યે હાથ અને પગ સારી રીતે ધોઇ, પવિત્ર થઇ, જપ, હોમ અને પૂજન કરવું, કારણ કે હાથ અને પગ સાફ ન કરનારા નળ રાજામાં કલિએ પ્રવેશ કર્યો હતો. ૮

**દૃષ્ટાંત**—કલિ (કલેશ બુદ્ધિ)એ નળના રાજ્યમાં બાર વર્ષ નિવાસ કર્યો, પણ નળના શરીરમાં પ્રવેશ થવાનો સમય આવ્યો નહીં. એક વખતે નળ લઘુશંકા કરી, નેત્ર ધોઇ, સંધ્યા કરવા બેઠો, પણ હાથ પગ ધોવા ભૂલી ગયો. આ લાગ જોઈ કલિએ તેના શરીરમાં પ્રવેશ કર્યો હતો. (ગુ. પ્રે. ન.)

**સાર**—એ કે જેમ બને તેમ શુદ્ધ થઇને હરકોઇ ક્રિયા કર્મ કરીએ તો તેમાં કોઇ પણ બાધ કરી શકતું નથી.

**શિક્ષા**—રાત્રિએ નિર્ભય મનથી ફરવાનો સ્વભાવ રાખવો નહીં. કારણ કે માંડવ્ય ઋષિ ચોર ન હતા, તથાપિ ચોર છે, આવી શંકાથી શૂળી વશ થયા હતા. ૯

**દૃષ્ટાંત**—માંડવ્ય ઋષિ પોતાના આશ્રમના બારણામાં ઉંચા બાહુ કરી હમેશાં રાત્રિ દિવસ તપ કરતા હતા. એક વખતે ચોર લોકો રાજમહેલ ફાડી, તેમાંથી ધન લઇને આ મુનિના આશ્રમમાં આવ્યા અને ચોરેલો માલ નીચે ઉતારી વિશ્રામ લીધો. એવામાં રાજાના સીપાઈઓ આવ્યા અને તેમણે માંડવ્યને પૂછ્યું કે અહીં કોઈ ચોર આવ્યા છે? મુનિએ મૌન ધર્યું હતું તેથી બોલ્યા નહીં, એટલે સીપાઇઓએ આશ્રમમાં જઈ તપાસ કરી તો અંદરથી ચોરો પકડાયા; તેમને પકડી, આ મુની, કે જે ઉંચા હાથ કરી તપ કરતા હતા તેમને પણ સાથે સાથે ચોર જાણી પકડી

ગયા અને પછી રાજાના હુકમથી તે સઘળા ભેળા મુનિને પણ શૂળી ઉપર ચડાવી દીધા હતા.

**સાર**—માણસે રાત્રિએ બહાર અથવા કોઇ પણ ભયંકર જગ્યામાં રહેવું નહીં, નહીંતર આ મુનીના હાલ જેવા થયા તેવા તેના થાય છે.

**શિક્ષા**—મનુષ્યે પરસ્ત્રીની ઈચ્છા કરવી નહીં અને સ્ત્રીઓ ઉપર વિશ્વાસ રાખવો નહીં. પરદારા ઉપર ઇચ્છા કરવાથી રાવણનું મરણ થયું અને સ્ત્રી ઉપર વિશ્વાસ રાખનારા વિદૂરથને સ્ત્રીએ માર્યો હતો. ૧૦

**દૃષ્ટાંત**—રાવણ સીતાને કામવાસનાથી હરી ગયો તે ઉપરથી રામચંદ્રે લંકામાં જઇ, તેના કુલનો સંહાર કરી, રાવણનાં દશ મસ્તકનો નાશ કર્યો હતો. (જુ. રા.)

વિદૂરથ નામનો રાજા બહુ સ્ત્રી લંપટ હતો અને વારંવાર વિષયમૂઢ બની, કાળાં કર્મ કરતો હતો. એક વખતે તેની લંપટ રાણી પોતાના અંબોડામાં નાની છરી ગુપ્ત રીતે રાખી, વિદૂરથના શય્યા મંદિરમાં જઇ, વિલાસ કરવા લાગી. વિલાસ કરતાં કરતાં છેવટે રાજા ભરનિંદ્રામાં પડયો તે સમયે છરી મારી તેનો અંત આણ્યો.

**સાર**—જેમ બને તેમ પરસ્ત્રીપર દૃષ્ટિ કરવી નહીં અને સ્ત્રી ઉપર હદ બહાર વિશ્વાસ રાખવો નહીં.

**શિક્ષા**—મદિરાનો વ્યસની છાકટો માણસ વૈતાલના જેવું આચરણ (અર્થાત્ અતિ ભયંકર કર્મ) કરે છે; જેમ કે છાકટા થએલા યાદવો પરસ્પર પાનના હથીઆર વતી લડાઈ કરી નાશ પામ્યા હતા. ૧૧

**દૃષ્ટાંત**—પૂર્વે દ્વારકામાં રહેનારા યાદવો પ્રભાસમાં યાત્રા માટે ગયા હતા. ત્યાં તે સઘળાએ સાંજનો સમય થયો એટલે મદિરા પીધી. મદિરાના પાન કરવાથી છાકટા થએલા તે યાદવો હાથમાં પાન નામના છોડની છડી લઇ, માંહોમાંહે લડી મોતને પામ્યા હતા. (જુ. ભા. એકા.)

**સાર**—કોઇ પુરુષ દારૂ વગેરે ખરાબ વ્યસનમાં ફસાય

છે તે માણસની બહુ દુર્દશા થાય છે. વ્યસનનો ત્યાગ એ સુખનું મૂળ છે.

**શિક્ષા**–કજીઆનું મૂળ ઈર્ષ્યા છે, અને સંપત્તિનુ મૂળ ક્ષમા છે. કારણ કે ઈર્ષ્યાના દોષને લીધે જનમેજયને બ્રાહ્મણનો શાપ થયો હતો. ૧૨

**દૃષ્ટાંત**–ગર્ગ મુનિનો પુત્ર જેને તેને ઘણી ક્રૂર વાણી કહેતો હતો. એક વખતે તેણે જનમેજયને ઘણાં હલકાં વેણ કહ્યાં. આ ઉપરથી તેણે તે ગર્ગના પુત્રને ઇર્ષ્યા ભાવથી મારી નાંખ્યો તેથી તેને બ્રહ્મહત્યા લાગી અને તે પાતકી થયો. આથી પ્રજાએ તેનો અનાદર કર્યો ને બ્રાહ્મણોએ રાજાને કહ્યું કે તું સો વર્ષ પર્યંત નરકયાતના ભોગવજે.

**સાર**–માણસે ક્ષમા રાખવી પણ કોઇની ઇર્ષ્યા કરી પોતાના પવિત્ર આત્માને પાપમાં નાખવો નહીં.

**શિક્ષા**–અતિ દુઃખી અવસ્થામાં હોઇએ, તોપણ ધર્મની મર્યાદા ઓલંઘવી નહીં. હરિશ્ચંદ્રે ધર્મને માટે ચંડાલની પણ ચાકરી કરી હતી. ૧૩

**દૃષ્ટાંત**–રાજા હરિશ્ચંદ્ર દાનેશ્વરી હતો. તેને ત્યાં એક સમે વિશ્વામિત્ર ઋષિએ આવી રાજ્ય માગ્યું. હરિશ્ચંદ્રે તે આપ્યું. ધર્મ સંકટ એ આવ્યું કે રાજ્ય ઉપર ગુરુ દક્ષિણા આપવી જોઇએ, પણ રાજ્ય આપી દીધું હતું તેથી તેમાંનું ધન પણ તેની સાથેજ આપ્યું કહેવાય, ને પાસે કંઈ નહોતું; એમ જાણી પોતે, પોતાની સ્ત્રી તારામતિ ને પુત્ર રોહિતાશ્વ સહિત વેચાઇને દક્ષિણા આપી હતી–તેમાં રાજા ચંડાલને ત્યાં વેચાયો હતો.

**સાર**–જ્યાં ધર્મનું કામ આવે ત્યાં ગમે તેવું સંકટ વેઠીને પણ તે કાર્ય પાર પાડવું એજ ધર્મિષ્ટ માણસનું લક્ષણ છે.

**શિક્ષા**–બુદ્ધિમાન્ મનુષ્ય અસત્ય બોલીને કામ કરતો નથી. કારણ કે સત્ય છાંડવાથી યુધિષ્ઠિરે નરકનું દુઃખ ભોગવ્યું હતું. ૧૪

**દૃષ્ટાંત**–મહાભારતના યુદ્ધમાં જ્યારે અશ્વત્થામા હાથી મરણ પામ્યો ત્યારે દ્રોણાચાર્યને કાને તે ખબર પડી. તેમને સંશય થયો કે મારો પુત્ર ચિરંજીવ તે મરે નહિ તે છતાં કેમ મુવો? તેણે વિચાર્યું કે એ સંશયનું છેદન કરવાને ધર્મરાજાને પૂછું, કારણકે તે સત્યવાદી છે માટે ખોટું બોલશે નહીં. એમ ધારીને દ્રોણાચાર્યે પૂછ્યું કે, મારો પુત્ર અશ્વત્થામા મરણ પામ્યો? તે સાંભળી યુધિષ્ઠિર બોલ્યા નરોવાકુંજરોવા માણસ કે હાથી તે બરાબર જાણુતો નથી, પણ કોઇ મુવું. આ તેનું બોલવું ભેદ ભરેલું હતું. આમ અસત્ય બોલવાથી તેને યમપુરીનાં દર્શન થયાં હતાં.

**સાર**–ગમે તેવા ગેર લાભ થતા હોય, મરણ થતું હોય, ધન, ધાન્ય ને સંપત્તિ જતી હોય તો પણ સત્યજ બોલવું.

**શિક્ષા**–સારા માણસો સાથે સોબત કરવી, પણ ગુણ વગરના દુર્જન સાથે સોબત કરવી નહીં. રામની સોબતથી વિભીષણે મોટું રાજ્ય મેળવ્યું છે. ૧૫

**દૃષ્ટાંત**–રામચંદ્ર જ્યારે રાવણ સામા લડવા ગયા ત્યારે વિભીષણે જાણ્યું કે આપણે ગુણી ને સત્યવાદીની સોબતમાં રહેવું જોઇએ; કારણ કે તેમાં સારૂં ફળ મળશે; એમ ધારી રાવણનો પક્ષ મૂકી રામનો પક્ષ સ્વીકાર્યો; જેમાંથી પરિણામે લંકાનું રાજ્ય પોતાને મળ્યું હતું.

**સાર**–ગુણીનો પક્ષ કરવો પણ દુર્જનનો પક્ષ કરવો નહીં. ગુણીના પક્ષથી લાભ થાય છે, પણ દુર્જનના પક્ષથી ક્ષય થાય છે.

**શિક્ષા**–માતા અને પિતાને સેવાથી રાજી કરવાં, પણ કોપાવવાં નહીં. માતાના શાપને લીધે 'નાગયજ્ઞમાં' સર્પોનો નાશ થયો અને પોતાની વૃદ્ધાવસ્થા ગ્રહણ કરવાથી સંતોષ પામેલા યયાતિ રાજાએ પોતાની જુવાની આપનારા ને પ્રણામ કરતા પોતાના બાળક પુત્રને ચક્રવર્તી બનાવ્યો હતો. ૧૬–૧૭

**દૃષ્ટાંત**–કદ્રૂ અને વિનતા બન્ને બ્હેનપણી હતી. તેને એક વખતે વાદ થયો. કદ્રૂ બોલી કે ઇંદ્રનો ઘોડો સફેદ છે, પણ તેનું પુંછડું કાળું છે. વિનતાએ કહ્યું કે તેનું પુંછડું શ્વેત છે. પછી બન્ને જણી તે ઘોડાની પાસે જવા નિકળી. માર્ગમાં

કદ્રૂએ પોતાના પુત્રો કે જે સર્પ હતા તેમને જણાવ્યું કે તમે તેના પુંછડામાં ભરાઈ રહેજો કે જેથી તે કાળું દેખાય. પછી બન્ને જણી ત્યાં ગઈ અને જોયું તો કેટલાએક સર્પોએ તે પ્રમાણે કર્યું ન હતું, તેથી તેની માએ તેઓને શાપ આપ્યો કે તમને જનમેજય યજ્ઞમાં હોમશે.

યયાતિએ પોતાના પુત્રો પાસે ઘડપણ માગ્યું, પરંતુ કોઇએ આપ્યું નહીં; છેવટે તેના નાના પુત્રે આપવાની હા પાડી. તે ઉપરથી રાજા ઘણોજ પ્રસન્ન થઇને બોલ્યો કે 'પુત્ર, આ રાજ્ય અને પાટ તારા સ્વાધીન કરૂં છું,' એમ કહી તેને સર્વસ્વનો સ્વામી બનાવી દીધો.

**સાર**–પૂજ્યનું કહ્યું માને નહિ તો સર્પના જેવી દશા થાય અને પૂજ્યની આજ્ઞા માને તો યયાતિના નાના પુત્રની માફક સુખી થાય.

**શિક્ષા**–મનુષ્યે થોડું, અને સત્વગુણી દાન આપવું, પણ જે આપવાથી પશ્ચાત્તાપ થવાને લીધે દોષવાળું કહેવાય એવું દાન આપવું નહીં. બલિ રાજાએ પોતે આપેલા અપૂર્ણ દાનની શુદ્ધિ માટે પોતાના શરીરને બંધનમાં નાખવું પડયું હતું ૧૮

**દૃષ્ટાંત**-બલિએ સો મા યજ્ઞનો આરંભ કર્યો, તે વખતે એવી પ્રતિજ્ઞા કીધી કે મારે બ્રાહ્મણોને મુખે માગ્યું આપવું. પછી ઇશ્વર વામનનું રૂપ લઇને તેના યજ્ઞમાં ગયા અને ત્રણ પગલાં ભૂમિ માગી લીધી. આ કપટ સઘળું શુક્રાચાર્યના જાણવામાં હતું તેથી તેણે ના પાડી, તોપણ બલિએ સંકલ્પ કરીને વામનને પૃથ્વી આપી. વામન સંકલ્પનું જળ પોતાના હાથમાં લેતી વખતજ ત્રણ લોકમાં વ્યાપ્યા અને બે પગલામાં સાત પાતાલ ને સાત સ્વર્ગલોક ભરી લીધા. હવે ત્રીજું પગલું માગણું રહ્યું તે બલિ પાસે માગ્યું. બલિએ પોતાનું મસ્તક આપ્યું; એટલે ભગવાન ત્રિવિક્રમે તેના મસ્તક ઉપર પગ મૂકી તેને પાતાળમાં ચાંપી દીધો. આવી રીતે બલિએ અધુરૂં દાન આપ્યું તો પોતાને પોતાનું રાજ્ય મૂકી પાતાળમાં જવું પડયું. (ભા.)

**સાર**–પોતાની યોગ્યતા વિચારી દાનધર્મ કરવું, યોગ્યતા ઉપરાંત કરવું નહિ.*

**શિક્ષા**–દાન આપતી વખતે સત્વ ગુણનો ભંડાર બનીને દાન આપવું, પણ સામા ઉપકારની આશા રાખવી નહીં. ઈંદ્ર કર્ણ પાસે કુંડલ માગવા ગયો ત્યારે કર્ણે તેની પાસે બદલામાં શકિત માગી પોતાની હલકાઈ જણાવી. ૧૯

**દૃષ્ટાંત**–ઇંદ્રે બ્રાહ્મણનો વેષ લઇ, કર્ણ પાસે આવીને માગ્યું કે કર્ણ, તું દાતા કહેવાય છે તો તારાં એ કુંડલ અને શરીર ઉપરનું કવચ આ ત્રણ વસ્તુ મને આપ. કર્ણ વિચારમાં પડયો કે આ કેમ અપાય? પછી બ્રાહ્મણને સમજાવીને કહ્યું કે તને મારૂં રાજ્ય આપું અથવા બીજું તું કહે તે આપું, પણ એ વસ્તુ તો મારા જીવથી પણ મને વધારે વહાલી છે, માટે નહીં આપું. તોપણ બ્રાહ્મણે હઠ છોડી નહીં એટલે કર્ણને શંકા થઇ કે આ કોઇ પણ દેવતા જણાય છે; એમ વિચારીને બોલ્યો કે–તમો ઈંદ્ર છો, તમે આજ કેમ પધાર્યા છો? એટલે ઇંદ્ર છતો થઇને બોલ્યો,–તારાં કુંડલ અને કવચ લેવા માટે આવ્યો છું. છેવટે કર્ણે કહ્યું કે મહારાજ, જો તમે તમારી શક્તિ મને આપો તો હું મારાં કુંડલ તમને આપું. તે સાંભળી ઇંદ્રે ના પાડી પણ છેવટે એક યોદ્ધાને મારવા માટે શક્તિ આપી.

**સાર**–પરોપકાર કે દાન કરવું, પણ સામા તરફથી કંઈ પણ આશા રાખી તેને પોતાની વસ્તુ આપવી એ આપવું ગણાતું નથી.

**શિક્ષા**–(વિદ્વાન્) બ્રાહ્મણનું અપમાન કરવું નહીં, કારણ કે તેના શાપ ઘણો કઠિન હોય છે. બ્રાહ્મણના શાપને લીધે પરીક્ષત્ રાજા તક્ષકરૂપ અગ્નિમાં નાશ પામ્યો હતો. ૨૦

**દૃષ્ટાંત**–એક વખતે પરીક્ષિત્ મૃગયા રમવા ગયો હતો.

---

* ક્ષેમેન્દ્ર કવિએ આ બાબતમાં ભૂલ કીધેલી જણાય છે. બલિરાયના દાનેશ્વરીપણાનો ગુણ લેવા જોગ છે. શુક્રે કહ્યું કે પ્રભુ વામન સ્વરૂપે તારી પાસે યાચવા આવ્યા છે, ને તને ભિખ મંગાવશે. ત્યારે બલિએ કહ્યું કે, 'પ્રભુ જેવો યાચક! એ શી વાત ને મારૂં કયાં ભાગ્ય! તેણે આપ્યું છે ને તે લેશે!' આ ગુણની ખુબી વર્ણવાય તેવી નથી.

ત્યાંથી પાછો વળ્યો ત્યારે તેને તૃષા લાગી. તેથી તેણે ભિંડી ઋષિની પર્ણકુટીએ જઇ પાણી પીવા માગ્યું. ભિંડી મુનિ ધ્યાનસ્થ હતા તેથી તેમણે કંઇપણ જવાબ આપ્યો નહીં, તેથી રાજા કોપ્યો ને તે મુનિના કંઠમાં મરી ગએલો સર્પ નાંખી પોતાને ઘેર આવ્યો. આ વાતની તેના પુત્રને ખબર પડી કે તરત તેણે રાજાને શાપ આપ્યો કે, 'આજથી સાતમે દિવસે તને તક્ષક કરડશે.' આ શાપની અવધિ પૂરી થઈ કે તે દિવસે રાજાને સર્પ કરડ્યો હતો. (ભા.)

**સાર**–જે માન્ય પુરુષો હોય તેનું અપમાન કરવું નહીં. કદિ તેનું અપમાન કોઇ કરે તો તે પરીક્ષિત્‌ની માફક ગમે તેમ પણ માઠું ફળ ભોગવે છે.

**શિક્ષા**–ધર્મ છતાં પણ જ્યાં આરંભમાં દંભ હોય એવા ઢોંગી ધર્મને સેવવો નહીં; કારણ કે પરિણામે તે નિષ્ફળ નિવડે છે. કર્ણ બ્રાહ્મણનો વેશ લઇ અસ્ત્ર વિદ્યા ભણ્યો હતો તે વિદ્યા નિષ્ફળ થઇ હતી. ૨૧

**દૃષ્ટાંત**–કર્ણને અસ્ત્ર વિદ્યા શીખવાની ઘણી મરજી હતી, પણ બ્રાહ્મણ વગર બીજાને પરશુરામ શીખવતા ન હોતા. પછી કર્ણે વિચાર કર્યો કે જેમ બને તેમ દુઃખ સહન કરી, બ્રાહ્મણનો ભેખ લઇ, પરશુરામ પાસે જાઉં. જો ક્ષત્રિય થઇને જઇશ તો તો તે અવશ્ય મને મારશે. પછી બ્રાહ્મણનો ભેખ લઇ તેમને ત્યાં ભણવા લાગ્યો. એક સમે પરશુરામ કર્ણના ખોળામાં મસ્તક મૂકીને સુતા હતા; એવામાં ઇંદ્ર ભ્રમરાનું રૂપ લઇ આવ્યો અને કર્ણના સાથળમાં કરડ્યો. ભ્રમરાએ ઘણો સખ્ત દંશ કર્યો હતો, તોપણ ગુરુ જાગી જશે એવી બ્હીકથી કર્ણ જરા પણ સસળ્યો વસળ્યો નહીં. થોડી વાર થઈ એટલે કર્ણના ઉષ્ણ લોહીનો સ્પર્શ પરશુરામને થયો કે તે જાગી ઉઠ્યા; અને તરત કર્ણને પૂછ્યું કે આ લોહી ક્યાંથી? કર્ણે ભ્રમરાનો ડંખ બતાવ્યો. તે જોઇ પરશુરામ બોલ્યા કે આટલો સખ્ત ઘા થયો ત્યાં સુધી તેં મને જગાડ્યો નહીં માટે તું બ્રાહ્મણ નથી. કોણ છે? સાચું બોલ. બ્રાહ્મણ આવું દુઃખ સહન કરી શકે નહીં. કર્ણે કહ્યું, મહારાજ, હું બ્રાહ્મણ કે ક્ષત્રી એમાંનો

એક પણ નથી, કિંતુ શૂદ્ર છું. પરશુરામ તે સાંભળીને બોલ્યા કે તું મારી પાસે કપટ કરીને વિદ્યા ભણ્યો માટે જા તારી વિદ્યા અંતકાળે નિષ્ફળ થશે. (ભા.)

**સાર**-હર કોઇ વિદ્યા કે કાર્ય કપટથી શિખવું-કરવું નહિ; કારણ કે તેમ કરવાથી તેને અંતકાળે પણ હાનિ પહોંચે છે.

**શિક્ષા**-નીચની સેવા કરી, દૈવાધીન ધનમાં બુદ્ધિ રાખવી નહીં. ધન માટે ભીષ્મ, દ્રોણાચાર્ય વગેરેએ દુર્યોધનનો આશ્રય કર્યો તો નાશ પામ્યા. ૨૨

**દૃષ્ટાંત**-દુર્યોધનની પાસે આ ભારત વર્ષનું રાજ્ય હતું, તેનો તે ચક્રવર્તી રાજા ગણાતો હતો. રાજા છતાં પણ તે ઘણોજ દ્વેષી સ્વભાવનો હતો. તેની શઠતા સર્વના જાણવામાં હતી, તોપણ ભીષ્મ, દ્રોણ, વિદૂર વગેરે સત્પુરુષો ધનની આશાથી તેના આશ્રય નીચે રહ્યા હતા. જ્યારે દુર્યોધનના પાપનો ઘડો ભરાયો અને છેવટે ફૂટયો ત્યારે પોતે અને પોતાનો જે આશ્રય કરનારા હતા તે સઘળા મહાભારતના યુદ્ધમાં નાશ પામ્યા.

**સાર**-સત્પુરુષે ઉત્તમ મનુષ્યની ચાકરી કરવી, પણ નાશવંત ચપળ લક્ષ્મીમાં મોહિત રહી નીચની સેવા કરવી નહીં.

**શિક્ષા**-દયાળુ માણસ પરના પ્રાણની રક્ષા કરવામાં (સ્વપ્રાણદાને પણ) તત્પર હોય છે. શિબી રાજાએ હોલાના રક્ષણ માટે શકરાને પોતાનું માંસ આપ્યું હતું. ૨૩

**દૃષ્ટાંત**-ઉશીનર દેશનો રાજા શિબી અત્યંત દયાળુ હતો. એક વખતે આ દયામૂર્તિની પરીક્ષા કરવા માટે ઇંદ્ર શકરો થયો અને હોલાનું રૂપ અગ્નિએ લીધું. ત્યારપછી જ્યાં રાજા તે યજ્ઞ કરતો હતો ત્યાં આગળ હોલો અને પાછળ શકરો એમ લડતા લડતા આવ્યા. હોલો શકરાના ભયથી એકદમ રાજાના ખોળામાં જઇને પેઠો કે તેના ઉપર તરત શકરાએ પંઝો માર્યો. રાજાએ તેને દૂર ખસેડી મૂકીને

હોલાને પોતાના હાથ નીચે ઢાંકી દીધો. તે જોઇ શકરો બોલ્યો, તું તો ધર્મવેત્તા છે, તેથી જાણે છે કે એ મારો ખોરાક છે, માટે ભલા રાજા, તારે વચમાં પડવું નજોઇએ. મને આજે લાંઘણ છે, માટે જો ખાવાનું મળશે નહીં તો હું મરી જઇશ. તેમ થતાં મારા ઉપર નભાવ કરીને રહેનારૂં મારૂં કુટુંબ પણ મારા મૂવા પાછળ મરી જશે. માટે આ એક જીવ માટે અનેક જીવની હિંસા કરવી તે તને છાજતી નથી. રાજા તેનું ડહાપણનું વચન સાંભળીને બોલ્યો; 'બીજું તું જે માગીશ તે હું આપીશ, પણ મારે શરણે આવ્યો તેને તો નહીંજ આપું.' શકરે કહ્યું, 'ત્યારે તમારા શરીરનું માંસ આપો કે જેથી મારી ક્ષુધા શાંત થાય.' તુરતજ રાજાએ પોતાના શરીરમાંથી તે હોલા જેટલું માંસ કાઢી ત્રાજવામાં નાંખી તોળવા માડયું, પણ તે ઓછું થયું વળી જરા નાંખ્યું, તે પણ ઓછું થયું. તે ઉપરથી કંટાળીને છેવટે પોતે ત્રાજવામાં બેઠો. આવી રીતનું દયાળુપણું જોઇ ઇંદ્ર અને અગ્નિ પોતાના સ્વરૂપમાં પ્રગટ થઇને બોલ્યા; 'રાજન્, અમે તો તારી પરીક્ષા કરવા આવ્યા હતા તને ધન્યવાદ આપીએ છીએ. તું ખરો દાતા છે. તારી કીર્તિ વિસ્તારવાળી થાઓ એમ આશીષ આપીએ છીએ.' પછી તે વિદાય થયા હતા.

**સાર**–દયા કરવી તો આ રાજાના જેવી કરવી, પણ પર ઠેકાણે દયા બતાવી જ્યારે પોતા ઉપર આવે ત્યારે પાછું હઠીને નામોશી કહેવરાવવી નહીં.

**શિક્ષા**–મનને પુષ્પના જેવું કોમળ, દ્વેષરહિત તથા ચોખ્ખુ રાખવું, કારણ કે દ્વેષ રૂપ દોષને લીધે દેવતાનો અને દાનવોનો ક્ષય થઇ ગયો હતો. ૨૪

**સાર**–દેવ અને દૈત્ય જો કે પરસ્પર સગ્ગા ભાઇ હતા તોપણ દ્વેષને લીધે લઢીવઢીને કપાઇ મુવા છે. માટે જેમ બને તેમ સલાહ કરવી, પણ દ્વેષ કરવો નહીં. દ્વેષ કરવાથી બહુ માઠું પરિણામ નિપજેછે. દ્વેષને લીધે ને ઐકયતા વિના ભારતવર્ષનું રાજ્ય ગયું છે.

**શિક્ષા**-પારકાએ કરેલો ઉપકાર વિસરી જઇ કૃતઘ્ની થવું નહીં, કારણ કે પોતાનો ઉપકાર કરનારા નાડીજંઘને મારવાથી ગૌતમ નરકમાં પડ્યો હતો. ૨૫

**દૃષ્ટાંત**-એક ગૌતમ નામનો બ્રાહ્મણ મધ્ય દેશમાં રહેતો હતો, તે બ્રાહ્મણ ઘણી દરિદ્રી અવસ્થા ભોગવતો હતો. પછી તે દરિદ્રતાના દુઃખને લીધે ઉત્તર દિશામાં આવેલા મ્લેચ્છ દેશમાં ગયો ને ત્યાં તેણે એક મ્લેચ્છને ત્યાં ઉતારો કર્યો. મ્લેચ્છે તેને બ્રાહ્મણ જાણી એક ઘર રેહેવા આપ્યુ તથા અનાજ વગેરે સાથે એક સ્ત્રી પણ આપી. ગૌતમ તે શૂદ્રની વિધવા સ્ત્રી સાથે ઘરમાં રહી પોતાનો વ્યવહાર ચલાવવા લાગ્યો અને હમેશાં હાથમાં જાળ લઇ પક્ષી વગેરે મારી તેના ઉપર પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો. એવામાં એક વખતે ગૌતમનો કોઈ એક મિત્ર બ્રાહ્મણ, જે ગામમાં ગૌતમ રહેતો હતો તેજ ગામમાં આવ્યો; એ ગામમાં સર્વ મ્લેચ્છો રેહેતા હતા ને કોઇ પણ આર્યનું ઘર ન હતું, માટે તે બ્રાહ્મણ કોઇના ઘરની ભિક્ષા ન લેતાં ફરતો ફરતો ગૌતમને ઘેર આવ્યો. એવામાં ગૌતમ પણ શિકાર કરી લોહીવાળા શરીરે પોતાને ઘેર આવતો હતો તેવોજ બ્રાહ્મણે ગૌતમને ઓળખ્યો એટલે કહ્યું-અરે ભાઈ, તું અહીં ક્યાંથી ! અને આ મ્લેચ્છની વૃત્તિ કેમ પાળે છે?

ગૌતમ પોતાના મિત્રને જોઈ શાહી જેવો શ્યામ થઇ ગયો; અને નીચું જોઇ બોલ્યો-મહારાજ, પધારો. રસોઇ કરો. બ્રાહ્મણ ગૌતમની અનાચાર વૃત્તિ જોઇ મનમાં અત્યંત ખેદ પામી બોલ્યો-હે ભાઇ, મને ભૂખ લાગી નથી; મારે અહીં ફકત રાત્રિ રહેવાનો વિચાર છે. એટલે ગૌતમે તેને સૂવાની જગ્યા આપી. તે બ્રાહ્મણ ત્યાં રાત્રિ રહી સવાર પડયુ એટલે ચાલી નીસર્યો.

થોડા દિવસ ગયા કેડે ગૌતમ ધન કમાવા માટે કેટલાએક સથવારા સાથે વહાણમાં બેસી પરદેશ ગયો. રસ્તામાં એક ટાપુ આવ્યો ત્યાં ખારવાઓએ વહાણને નાંગર્યું એટલે અંદર બેઠેલા સર્વે ઉતારૂ ઉતરી પડયા. તેની સાથે ગૌતમ પણ ઉતરી પડયો ને સર્વ સથવારા સાથે આગળ

ચાલવા માંડયો. એવામાં એક હાથી ત્યાં આવ્યો, તેનાથી સર્વ ભાગાભાગી કરી જુદા પડી ગયા. ગૌતમ દોડતો દોડતો એક સુંદર વનમાં જઈ ચડયો. તે વનમાં જુદાં જુદાં વૃક્ષો, અનેક પુષ્પનાં ઝાડ અને અપાર લતાઓ પોતાનાં ફળ પુષ્પના ભારથી લચી ગઈ હતી. કેટલાં-એક વૃક્ષ વિનયથી ભેટ આપવાને પોતાનાં ફળના ભારથી નમ્ર થઇ ગયાં હતાં.

આ વનમાં એક નાડીજંઘ બકનું આશ્રમ હતું, જેમાં ગૌતમ જઇ ચડયો, ને ત્યાં પોતાનું મુકામ કરીને નિરાંતે સૂતો.

સાયંકાળ થયો એટલે નાડીજંઘ સ્વર્ગમાંથી પાછો પોતાના આશ્રમમાં આવ્યો. અને જુવે છે તો ગૌતમને સૂતેલો દીઠો એટલે પૂછયું કે ભાઈ, તમે કયાં રહો છો. ? કોણ છો ? તમારૂં નામ શું ?

ગૌતમ—હું મધ્ય દેશનો રહેવાશી હતો, પણ હમણાં મ્લેચ્છ દેશમાં રહું છું. મારી અવસ્થા દરિદ્ર છે, માટે હું કેટલાએક સાથ સાથે ધન કમાવા માટે નિકળ્યો હતો, એવામાં રસ્તામાં એક ગાંડો હાથી અમારી પાછળ પડયો, તેથી અમે સર્વ જુદા પડી ગયા. સર્વ સથવારો કયાં ગયા તેની મને ખબર નથી. હું અહીં આવ્યો છું. મારૂં નામ ગૌતમ છે. આ પ્રમાણે નાડીજંઘ તેની વાત સાંભળીને બોલ્યો—ભાઇ તમારે કંઇ પણ હરકત રાખવી નહીં, આ ઘર તમારૂં છે, એમ કહી તેને ભોજન કરાવી પોતાની પાંખ વડે પંખો નાખવા માંડયો અને કહ્યું કે અહીંથી થોડે દૂર મેરૂવ્રજ નામનું એક નગર છે ત્યાં મારો મિત્ર વિરૂપાક્ષ રહે છે. તેને ત્યાં તમે જજો અને મારૂં નામ લેજો એટલે તે તમને ઘણું ધન આપશે.

ગૌતમ તે રાત્રિ ત્યાં રહ્યો અને બીજે દિવસે પ્રભાતમાં નાડીજંઘના કહેવા પ્રમાણે મેરૂવ્રજ નામના નગરમાં ગયો. શેહેરના પાદરમાં જઇ ગૌતમે રાજાને ખબર કહેવરાવી મોકલી કે "હું ગૌતમ, નાડીજંઘના કેહેવાથી તમારે ઘેર આવ્યો છું." એટલે રાજાના માણસે વિરૂપાક્ષને તે ખબર કહી. વિરૂપાક્ષ, નાડીજંઘ તરફનો કોઇ આવ્યો છે એમ સાંભળી મનમાં અત્યંત હર્ષ પામ્યો

ને તેને તરત બોલાવ્યો. એટલે ગૌતમ રાજા પાસે ગયો. રાજાએ ગૌતમને પોતા પાસે આસન ઉપર બેસાડીને પૂછ્યું-તમારૂં ગોત્ર, શાખા, અને પ્રવર કહો. તમારૂં નામ શું છે? તે સાંભળી ગૌતમે પોતાનું ગોત્રજ કહ્યું, બીજું કંઇ પણ કહ્યું નહીં અને જણાવ્યું કે હું તો હમણાં મ્લેચ્છના દેશમાં રહું છું. મારી અવસ્થા ઘણી દુર્બળ છે. તે સાંભળી રાજાએ જાણ્યું કે આને શાખા ગોત્રની ખબર નથી, ને એ મૂર્ખ છે. પણ મિત્રે મોકલ્યો હતો માટે તેનું બહુ સન્માન કર્યું અને કહ્યું કે કાલે આપણે ત્યાં કાર્તિકી પુનેમ છે તે નિમિત્ત એક હજાર બ્રાહ્મણને જમાડવા છે માટે તમે પણ તે વખતે આવજો. તે સાંભળી ગૌતમ મનમાં રાજી થયો અને પુનેમને દિવસે બ્રાહ્મણોની સાથે પોતે પણ જમવા ગયો. વિરૂપાક્ષે બ્રાહ્મણોને જમાડી એક એક ભાર સુવર્ણ, દક્ષિણામાં આપ્યું તેની સાથે ગૌતમને પણ આપ્યું.

પછી ગૌતમ સુવર્ણ પોતાને માથે ઉપાડી ચાલવા માંડ્યો એવામાં પેલો નાડીજંઘ તેને માર્ગમાં મળ્યો. બન્ને જણા આનંદથી ભેટ્યા. પછી નાડીજંઘે ગૌતમને ખૂબ ભોજન કરાવ્યું અને પોતાની પાંખવતી પવન ઢોળતાં કહ્યું-મિત્ર, આજ તો અહીંજ રાત રહી જાઓ. કારણ કે તમે થાકી ગયા હશો. માટે કાલે જજો. તે સાંભળી ગૌતમ ત્યાં રાત રહ્યો. નાડીજંઘે પોતાના મિત્ર ગૌતમને ટાઢ વાય નહીં એટલા માટે રાત્રિએ રસ્તામાં લાકડાનો તાપ કર્યો અને બન્ને જણા પાસે પાસે સૂતા. ગૌતમ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે આટલો બધો ભાર ઉપાડવો પડશે ને આપણી પાસે કંઇ ખાવાનું નથી, માટે બોજો ઉપડશે નહીં તેમ ચલાશે પણ નહીં. માટે આ નાડીજંઘને મારી તેના માંસને સાથે લઇશ તો રસ્તામાં ખાવા કામ લાગશે. આવો દુષ્ટ વિચાર મનમાં કરી નિર્દય ગૌતમે પોતાને ઉપકાર કરનારો, પવિત્ર, નિર્મળ, પ્રેમાળ મિત્ર ભર નિદ્રામાં સૂતો હતો, તેના શરીર ઉપર બળબળતું લાકડું મારી તેને મારી નાખ્યો. અને તેના શરીરમાંથી માંસ કાઢી સળગતાં લાકડાના અગ્નિ

ઉપર શેકી પોતાના સાથે લઈ લીધું, ને હાડકાંને ત્યાં પડતાં મૂકી ચાલતો થયો.

હમેશાંના નિયમ પ્રમાણે જ્યારે નાડીજંઘ આવ્યો નહીં ત્યારે વિરૂપાક્ષ મનમાં વિચાર કરવા લાગ્યો કે સાયંકાળ થયો તો પણ આજ નાડીજંઘ આવ્યો નહીં તે શું! કેમ કોઇએ તેને મારી તો નાંખ્યો નહીં હોય? મને પેલા શૂદ્ર બ્રાહ્મણ ગૌતમ ઉપર શંકા આવે છે, કારણ કે તે મ્લેચ્છ જેવો દેખાતો હતો, માટે તેના હાથથી તો કદી તેવું કામ થયું નહીં હોય? આમ થોડી વાર વિચાર કરી નાડીજંઘની ખબર કાઢવા માટે પોતાના પુત્રને હુકમ કર્યો એટલે તે નાડીજંઘને ઘેર જઈ જોઇ આવ્યો તો નાડીજંઘ મળ્યો નહીં. એવામાં રસ્તામાં તેનાં હાડકાં જોવામાં આવ્યાં. એ વાર્તા રાજા વિરૂપાક્ષને કહી. તે સાંભળી રાજાએ અને તેની આખી પ્રજાએ અત્યંત શોચ કર્યો. પછી રાજાએ ગૌતમને પકડવા માટે રાક્ષસોને હુકમ કર્યો એટલે તે ગયા ને ગૌતમને બાંધીને તેડી આવ્યા. રાજાએ તેની પાસે તપાસ કરાવી તો નાડીજંઘનું માંસ નિકળ્યું એટલે વિરૂપાક્ષે હુકમ કર્યો કે જાઓ, આ ગૌતમને મારીને ખાઇ જાઓ. તે સાંભળી રાક્ષસોએ તેને મારી નાંખ્યો પણ તે કૃતઘ્નીનું માંસ ખાધું નહીં. કારણ કે તેના માંસ ખાવામાં પણ અત્યંત દોષ લાગે છે.

પછી રાજાએ મનમાં અત્યંત ખેદ કરી નાડીજંઘનાં હાડકાં અને માંસને ચિતામાં અગ્નિદાહ કર્યો. એવામાં આકાશ માર્ગે કામધેનુ જતી હતી તેના સ્તનમાંથી દૂધનું એક બિંદુ ચિતામાં નાડીજંઘની રાખ ઉપર પડયું, કે તરત તે જીવતો થયો ને આળસ મરડી બેઠો થઇને જુવે છે તો પોતાના મિત્ર ગૌતમને દીઠો નહીં એટલે રાજા વિરૂપાક્ષને પૂછયું કે ગૌતમ કયાં ગયો? રાજાએ ઉત્તર આપ્યો કે તેણે તુંને મારી નાંખ્યો હતો માટે અમે તેને મારી નાંખ્યો છે. તે સાંભળી નાડીજંઘ મનમાં બહુજ ગભરાવા લાગ્યો. એવામાં ઇંદ્ર આકાશમાંથી ઉતરીને આવ્યા ને વિરૂપાક્ષને કહ્યું કે નાડીજંઘ હમેશાં સ્વર્ગમાં આવતો પણ કોઇ દિવસ બ્રહ્માની સભામાં જતો નહીં,

તેથી બ્રહ્માએ તેને શાપ આપ્યો હતો કે જા, ગૌતમને હાથે તારૂં મૃત્યું થશે. અને પાછું તેના વારણુમાં કહ્યું હતું કે કામધેનુના પ્રતાપથી તું જીવતો થઇશ. આવી રીતે બ્રહ્માના શાપથી તે મરણ પામ્યો હતો. પછી નાડીજંઘે ઇંદ્રને કહ્યું કે તમે જો મારા મિત્ર હો તો આ ગૌતમ બ્રાહ્મણને જીવતો કરો, કારણ કે તે જ્યાં સુધી જીવતો થશે નહીં ત્યાં સુધી હું કંઇ પણ કાર્ય કરીશ નહીં. તે સાંભળી ઇંદ્રે ગૌતમને જીવતો કર્યો એટલે નાડીજંઘ ગૌતમને બાથમાં ઘાલી અત્યંત પ્રેમથી મળ્યો અને પ્રણામ કરી ગૌતમને વળાવી સર્વ સાથે પોતે પોતાને સ્થાનકે ગયો.

**સાર**–ઉપકાર કરનારનો અપકાર કરે છે તે મનુષ્ય સદા દુઃખી થાય છે.

**શિક્ષા**–સ્ત્રીની ગાઢ પ્રીતિને આધીન થયેલો, સ્ત્રીવશ-પુરુષ બુદ્ધિમાન્ હોતો નથી. જેમ કે સ્ત્રીવશ દશરથે પુત્રના શોકથી પોતાના પ્રાણુનો ત્યાગ કર્યો હતો. ૨૬

**દૃષ્ટાંત**–રાજા દશરથે પોતાની સ્ત્રી કૈકેયી ઉપર, એક કાર્ય પ્રસંગે મોહિત થઇ તેને બે વર આપ્યા હતા. કૈકેયીએ જ્યારે રામને ગાદી ઉપર બેસારવાનો વખત નજીક આવ્યો ત્યારે બે વરમાંથી એક વરવડે રામને દેશવટો દેવરાવ્યો; ને બીજા વરવડે પોતાના પુત્ર ભરતને રાજ્યાસન ઉપર બેસાડયો. સત્યવાદી રાજા તેને જે વર આપવાનું કહ્યું હતું તેમાં તે જરા પણ ચળ્યો નહીં, પણ તેમ કરતાં તેના દેહનો અંત આવ્યો. જ્યારે રામ કાળાં વસ્ત્ર પહેરી વનવાસ માટે નિકળ્યા ત્યારે દશરથ પોતાના મહેલ ઉપર ચડી તેમને જોવા લાગ્યા અને રામ જ્યારે અદર્શ થયા ત્યારે દશરથે પોતાનો પ્રાણત્યાગ કીધો.

**સાર**–સ્ત્રીવશ મનુષ્ય સુખ પામતો નથી. સ્ત્રીને વચન આપતાં પણ ખૂબ સાવધ રહેવું જોઇયે, કેમકે મૂર્ખ સ્ત્રી જીવનું જોખમ કરાવે છે.

**શિક્ષા**–મનુષ્યે સ્તુતિવાળાં પદો ગવરાવી ગુણગણને મલિન કરવા નહીં. પોતાના ગુણની સ્તુતિ કરવાથી યયાતિ સ્વર્ગમાંથી પડયો હતો. ૨૭

**દૃષ્ટાંત**–ઈંદ્રે સ્વર્ગમાં આવેલા નહૂષના પુત્ર યયાતિને પૂછયું કે તમે શાં શાં પુણ્ય કર્મ કર્યા છે? તે સાંભળી યયાતિ ગર્વથી ફુલાઇ, આત્મપ્રશંસા કરતાં બોલ્યોઃ–અરે મેં તો એવાં પુણ્ય કર્મ કર્યા છે કે, જે દેવથી પણ બની શકે નહીં; મારો તપઃસૂર્ય ઘણો પ્રકાશિત છે. આમ સ્વશ્લાઘા કરવાથી તેના તપનો ક્ષય થયો અને તેને ભૂમિ ઉપર આવવું પડયું હતું.

**સાર**–આત્મપ્રશંસા દોષ રૂપછે–ને વિનય–નમ્રતા ગુણરૂપ છે. પોતાના ગુણો, પોતાનાં પુણ્યકર્મ, ને કરેલા ઉપકાર બીજાને કેહેવાથી દોષરૂપ થઇ પડે છે.

**શિક્ષા**–હિંસાથી અત્યંત મલિન એવું મૃગયાનું વ્યસન ત્યાગ કરવું. કારણ કે મૃગયામાં પ્રીતિવાળા પાંડુએ શાપથી પોતાના દેહનો ત્યાગ કર્યો હતો. ૨૮

**દૃષ્ટાંત**–એક વખતે વનમાં પાંડુ રાજા (પાંડવોના પિતા) મૃગયા કરવા ગયા હતા. એવામાં લતાકુંજમાં કિંદમ નામના ઋષિએ પોતાની પત્ની સાથે રતિ કરવા માટે મૃગનું રૂપ લીધું હતું અને તેની સ્ત્રી મૃગલી બની હતી. પાંડુએ તે મૃગ દંપતીને જોતાં વેંતજ મૃગ ઉપર બાણનો સચોટ ઘા કર્યો; તે બાણ ઋષિની છાતીમાં વાગ્યું કે તરત તે મૂર્છા ખાઇને નીચે પડી ગયા અને પોતાનો ભોગ અધૂરો રહ્યો. આવી રીતે રંગમાં ભંગ થયો તેથી પાંડુરાજાપર ગુસ્સો કરીને ઋષિ બોલ્યા–અરે પાંડુ, જેમ તેં મારા રતિ સુખનો ભંગ કર્યો તેમ તું પણ રતિ સુખમાં ભંગ થઇશ, અર્થાત્ સ્ત્રીસાથે રતિ કરતાં મરણ પામીશ. પછી એક વખતે વનમાં રહેતા પાંડુએ વસંતઋતુમાં પોતાની સ્ત્રી માદ્રિ સાથે રતિ રંગ રમવાની શરૂઆત કરી કે તે તરત મરણ પામ્યો હતો.

**સાર**–મૃગયાદિક પશુવધનું વ્યસન સુખદાયી નથી. પ્રાણી હિંસાનો તો સર્વ ધર્મશાસ્ત્રમાં નિષેધ છે. દયા ધર્મ-કો મૂલ હે, નરક મૂલ અભિમાન; તુલસી દયા ન છાંડિએ, જબ લગ ઘટમેં પ્રાન.' સર્વ કાળે સર્વ સ્થળે દયા રાખવી.

**શિક્ષા**–માણસે કોઇને પણ નિર્દયતા ભરેલાં વાણીરૂપ

સખ્ત બાણુ મારવાં નહીં; કારણુ કે ભીમે, સખ્ત વાણીથી વિદ્ધ થઇ, કુરૂ કુળનો ક્ષય કર્યો હતો. ૨૯

**દૃષ્ટાંત**–દુર્યોધને પાંડવોને જુગટામાં જીતીને કહ્યું કે હવે તમે વનમાં જાઓ, તમને રાજ્ય ગાદી મળશે નહીં, તેમ તમે લાયક પણ નથી. તે અક્ષરોએ ભીમના મનમાં એવી અસર કરી કે તેણે કૌરવ કુલનો ક્ષય કર્યો.

**સાર**–કોઇનેપણુ કડવી વાણી કહેવી નહીં, કારણુ કે તેથી જે વૈરભાવ ઉત્પન્ન થાય છે, તે અંતે માઠાં પરિણામ નિપજાવે છે.

**શિક્ષા**–ઉપરીને ગમતાં છતાં પણુ બીજાને કલેશ આપનારૂં ચાડીઆપણું કરવું નહીં. ચાડીઆપણાથી સૂર્ય અને ચંદ્રનો, રાહુ શત્રુ થઈ પડયો છે. ૩૦

**દૃષ્ટાંત**–દેવ અને દાનવોએ સમુદ્ર મથન કરવા માંડયુ તેમાંથી એક અમૃતનો કુંપો નિકળ્યો. તે જોઇ દેવતા અને દાનવોમાં ઝગડો ચાલ્યો–એક કહે અમે વેહેંચીએ ને બીજો કહે અમે; આમ બન્ને પક્ષવાળાઓ લડવા લાગ્યા. તુરત ઇશ્વર એક મોહિની સ્ત્રીનું રૂપ લઇ ત્યાં આવીને બોલ્યા, તમે શા માટે લડો છો ? હું તમારૂં સમાધાન કરૂં છું. દેવ અને દાનવ બોલ્યા–અમારામાં અમૃતનો ભાગ પાડવામાં વાંધો ઉઠયો છે. તમે જો સરખે હિસ્સે વેહેંચી આપો તો અમારે કંઇ તકરાર નથી. પછી બન્ને પક્ષના લોકો જૂદા જૂદા બેઠા, તેમાં ચંદ્ર અને સૂર્યની વચ્ચે રાહુ છુપાઇને ઘુસી ગયો. મોહિનીએ પ્રથમ દેવતાને અમૃત પાવું શરૂ કર્યું, તે જોઈ રાક્ષસ ગભરાયા. પણ મોહિનીના રૂપમાં આસક્ત બન્યા હતા તેથી કંઇ બોલી શકયા નહીં. રાક્ષસોએ વિચાર્યું કે જો બોલીશું તો આ સ્ત્રીને અપમાન થશે. મોહિની અમૃત પાતી પાતી જ્યાં રાહુ પાસે આવી અને તેના મુખમાં રેડયું કે સૂર્ય અને ચંદ્રમાએ સાન કરી જણાવ્યું કે તે દેવ નથી પણુ દૈત્ય છે. આટલું સાંભળતાં વેંતજ મોહિનીએ તેનું મસ્તક કાપી નાખ્યું. તેથી અમૃત તેના કંઠની નિચે ઉતર્યું ન ઉતર્યું–પણુ તેનાં મસ્તક ને ધડ બન્ને અમર થયાં–ને રાહુ ને કેતુ છુટા પડી ગ્રહમાં–દેવતામાં ગણાયા.

પછી રાહુ સૂર્ય અને ચંદ્ર ઉપર દ્વેષ રાખી હમેશાં તેમને દુઃખ દેવા લાગ્યો. આપણા લોકો કહે છે કે ગ્રહણ વખતે કેતુ સૂર્યને અને રાહુ ચંદ્રને દુઃખ આપેછે.

**સાર**-કોઈની ચાડી ચુગલી કરવી નહીં. કારણ કે તેથી સારૂં પરિણામ આવતું નથી. (સૂર્ય ચંદ્રનું ગ્રહણ થાય છે તે વેળાએ રાહુ નડે છે, એ વાત સત્ય નથી, પણ રાહુ એ પૃથ્વીનું નામ છે, તે પ્રમાણે ચંદ્ર સૂર્યના ગ્રહણ સમયે પૃથ્વીનો છાયો પડવાથી ગ્રહણ થાય છે.)

**શિક્ષા**-મનુષ્યે નીચ (પુરુષે) આચરેલી, માનને હરનારી ભિક્ષા માગવી નહીં. બલિ પાસે ભિક્ષા માગવામાં તત્પર થયેલા પુરુષોત્તમ લઘુતાને પામ્યા હતા. (એટલે તેમને વામનનું રૂપ લઇ લઘુ એટલે ઠીંગણા થવું પડયું હતું.) ૩૧

**દૃષ્ટાંત**-ઇંદ્રને પદભ્રષ્ટ કરી જ્યારે બલિ રાજા સ્વર્ગની ગાદી ઉપર બેઠો ત્યારે ઈંદ્ર વગેરેએ નારાયણને સ્તુતિ કરી જણાવ્યું કે, 'મહારાજ, અમારૂં રાજ્ય બલિ લઇ ગયો છે; માટે અમને પાછું મળે એવો કંઈ પણ ઉપાય કરો.' નારાયણે વિચાર્યું કે મારે બલિને કેવી રીતે રાજ્ય ઉપરથી ઉઠાડી મૂકવો, કારણ કે તે પોતાના ધર્મમાર્ગમાં બરાબર ચાલ્યો જાય છે; તો તેને મારાથી કેમ અટકાવી શકાય? માટે કોઈ પણ કપટ યુક્તિથી તેનું રાજ્ય લેવું. એમ વિચારી વામનનું રૂપ લઇ, ત્યાં ગયા અને તેની પાસેથી દાનમાં ત્રણ પગલાં પૃથ્વી માગી લઇ ત્રણ ભુવન લીધાં.

**સાર**-જ્યારે માણસ કોઇ પણ પાસે માગવા જાય છે ત્યારે નાનો થઇને જવું પડે છે, પણ મોટાઇથી જવાતું નથી. તેમાં વળી ભિક્ષા માંગવી એ નિંદ્ય છે. દાતાનો હાથ હમેશાં ઉપર રહે છે, ને યાચક ગમે તેવો હોય તોપણ તેનો હાથ નીચે હોય છે-પછી તે ગમે તેવો બળવાન કે ધનાઢ્ય કાં નથી હોતો.

**શિક્ષા**-કોઇ દિવસ પણ સત્પુરુષોના મર્મને ભેદે એવું અપમાન કરવું નહીં. જેમકે શંકરે વેદ ભણનારા બ્રહ્માના મસ્તકને કાપી નાખ્યું હતું. ૩૨

**દૃષ્ટાંત**–બ્રહ્માનાં પાંચ મુખ હતાં, તેમાં ચાર વેદ ભણનારાં હતાં અને પાંચમા મુખમાંથી ગધેડાના શબ્દ જેવો હોંચી હોંચી ધ્વનિ નિકળતો હતો. એક વખતે શંકર બ્રહ્માને મળવા ગયા, ત્યાં તેમનું પાંચમું મુખ હોંચી હોંચી શબ્દ કરતું દીઠું, તેથી શિવજીને ઘણી ગ્લાનિ થઇ અને પોતે તેજ વખતે તે માથાને ઠાર કર્યું.

**સાર**–જેમ બને તેમ સારી વાણી વાપરવી, તેથી સઘળા રાજી રહે છે; પણ કઠોર વાણી ઉલટો કોપ પ્રદિપ્ત કરે છે.

**શિક્ષા**–બંધુ અને કુટુંબીઓને દૂષણ દેવું નહીં. તેમ તેમનો ત્યાગ પણ કરવો નહીં. કારણ કે શંકરને આપેલા અપમાને દક્ષના યજ્ઞનો ધ્વંસ કર્યો હતો. ૩૩

**દૃષ્ટાંત**–દક્ષે પોતાને ત્યાં જ્યારે યજ્ઞનો આરંભ કર્યો ત્યારે સર્વ દેવ અસુર આદિને નોતર્યા. પણ પોતાની પુત્રી સતીને નોતરી નહીં અને જમાઇ શંકરને પણ તેડયા નહીં. એથી શંકરના મનમાં બહુ માઠું લાગ્યું, પણ શું કરે. પછી સતીએ યજ્ઞમાં જતાં મનુષ્યોને જોઈ પોતે પણ શંકર પાસે જવાની આજ્ઞા માંગી શંકરે કહ્યું કે હું તો રજા નથી આપતો, તારે જવું હોય તો તું જા, પણ પારણામ સારૂં આવશે નહીં. સતી બોલ્યાં, બાપના ઘરના કાગળની વાટ શી જોવી? ત્યાં તો વગર તેડાવ્યે પણ જઈએ. પતિની ના છતાં સતી ગયાં. સતીને આવ્યાં જોઈ તેના પિતાએ માન આપ્યું નહીં, તેથી સતીએ યજ્ઞકુંડમાં પડી આપઘાત કીધો. તે વાતની શિવને ખબર પડી કે તરત ત્યાં વીરભદ્ર દૂત મોકલી યજ્ઞનો ધ્વંસ કરાવ્યો.

**સાર**–દક્ષે શિવજી જમાઇનું અપમાન કર્યું તો પોતાને ઘણી હાનિ થઇ, માટે બનતાં સુધી સગામાં સંપ રાખવો.

**શિક્ષા**–વાદ કરવાના મદમાં આંધળા થઇ જવું નહીં અને પારકાની અદેખાઇ કરવી નહીં. જેમ કે શ્રીકૃષ્ણે વાણીની સખ્તાઇને લીધે શિશુપાલનું માથું કાપી નાખ્યું હતું. ૩૪

**દૃષ્ટાંત**–એક વખતે યુધિષ્ઠિરને ત્યાં રાજસૂય યજ્ઞ હતો,

તેમાં ઘણા રાજાઓ દૂર દેશાવરથી આવ્યા હતા. જ્યારે યજ્ઞની સમાપ્તિ થઈ ત્યારે આવેલા રાજાઓનું પૂજન શરૂ કરવાનો વખત થયો. તે વખતે યુધિષ્ઠિરે પૂછયું કે પ્રથમ પૂજન કોનું કરવું ? તે વખતે 'શ્રીકૃષ્ણનું' આમ સઘળા સભાજન બોલ્યા. શિશુપાલ વૈર ને દ્વેષને લીધે ખીજવાઇને બોલ્યો કે, 'તે તો ગોવાળીઓ છે. તે શું પૂજાને પાત્ર છે? નહીં નહીં એ વ્યભિચારી, સ્વજન ઘાતકનું પૂજન કેમ થાય?' એ વગેરે ઘણાં અપમાન ભરેલાં વચનો બોલ્યો. તેની ૧૦૦ ગાળો સાંખી શ્રી કૃષ્ણે પોતાના ચક્રવતી તેનું માથું કાપી નાંખ્યું હતું.

**સાર**–કોઇને પણ કારણે કે અકારણે કટુ વેણ કેહેવાં એ દુ:ખદાયી છે.

**શિક્ષા**–મોટા પુરુષના ગુણનાં વખાણ કરી તેનું માન વધારવું. કારણ કે વખાણ કરવાથી હનુમાન રામચંદ્રનાં કાર્ય કરવામાં સમર્થ થયો હતો. ૩૫

**દૃષ્ટાંત**–જ્યારે વાનરો હનુમાનનાં વખાણ કરવા લાગ્યા ત્યારે તેને શૂરાતન ચડયું, ને તે રામનું કાર્ય કરવામાં બહુ તત્પર થયો. મોટાનાં કે નાનાનાં જેમ વખાણ કરીએ તેમ તે વધારે વધારે હોંસથી કામ કરે છે.

**સાર**–કર્મસિદ્ધિ માટે પ્રસંગપરત્વે સ્તુતિકારણ પણ કીધું હોય તો તે લાભકારી થઇ પડે છે.

**શિક્ષા**–તત્ત્વવેત્તા ગુણોને આદર આપે છે, પણ કોઇ દિવસ જાતને આદર આપતા નથી. અશ્વત્થામા બ્રાહ્મણ છતાં પણ સ્વભાવે શૂદ્ર હતો; અને શૂદ્ર જાતિ વિદૂર ક્ષમાવાન હતો. ૩૬

**દૃષ્ટાંત**–અશ્વત્થામાએ પોતાના યજમાનનો નાશ થવાથી, તેમ પોતાના પિતાના મરણથી પાંડવો ઉપર અત્યંત ચીડાઇ તેના પુત્ર અભિમન્યુની સ્ત્રીના પેટમાં જે ગર્ભ હતો તેનો નાશ કરવા માટે બ્રહ્માસ્ત્ર મૂકયું હતું–એવા તે તમોગુણી હતા. ને તમોગુણ એ બ્રાહ્મણનું લક્ષણ કેહેવાય નહિ. અને

વિદુર જાતે જો કે શૂદ્ર હતો તોપણ તેણે કોરવ અને પાંડવોને લડવાની ના પાડી હતી, પરંતુ તેઓએ તેના કહેવા ઉપર ધ્યાન આપ્યું નહિ, તેથી પોતે યુદ્ધ વખતે યાત્રા કરવા નિકળી ગયા હતા, એવા તે સાત્વિક વૃત્તિમાન્ હતા. આ બન્ને જણામાં વિદુર ઘણા માનપાત્ર ગણાયા છે અને અશ્વત્થામા તરફ તે ચિરંજીવી છતાં કોઇ જોતું પણ નથી.

**સાર**-ઉંચાપણું ગુણથી આવે છે પણ કંઈ જાતિથી આવતું નથી.

**શિક્ષા**-બુદ્ધિમાને નાણાની માગણીથી વારંવાર મોટા માણસને પજવવા નહીં; કારણ કે ઘોડા, રત્ન, લક્ષ્મી વગેરે આપનારા સમુદ્રને બહુ મથ્યો તો તેમાંથી છેવટે ઝેર ઉત્પન્ન થયું. ૩૭

**દૃષ્ટાંત**-સમુદ્ર મથન કરવા માંડયું ત્યારે તેમાંથી ચૌદ રત્ન નિકળ્યાં હતાં, તેમ ઝેર પણ નિકળ્યું હતું. (કવિ છેવટે કહે છે તેમ નહિ, પણ પ્રથમજ નિકળ્યું હતું.)

**સાર**-કોઇ પણ માણસે જ્યારે કોઇ પાસેથી ચીજ લેવા જવી હોય ત્યારે એક પછી બીજી, બીજી પછી ત્રીજી એમ વારંવાર માંગી તેને કંટાળો આપવો નહીં, કારણ કે તેથી પરિણામે સામા માણસના મનમાં ધિક્કાર ઉત્પન્ન થાય છે.

**શિક્ષા**-કુટિલ, ઘણા ક્રૂર એવા લોભીઓ સાથે પ્રીતિ કરવી નહીં. વિશ્વામિત્રને નોતર્યા તો તેમણે વસિષ્ઠની ગાયને હરી લીધી હતી. ૩૮

**દૃષ્ટાંત**-એક વખતે વિશ્વામિત્ર રાજા (ઋષિ હતા તે વેળાએ નહિ.) વનમાં મૃગયા કરવા ગયા હતા, ત્યાં રસ્તામાં વિશ્રામ માટે વસિષ્ઠના આશ્રમમાં ગયા. વસિષ્ઠે તેમનો આદર સત્કાર કર્યો. વિશ્વામિત્રે તેમના આશ્રમમાં એક નંદિની ગાય દીઠી-જે મોઢે માંગ્યું આપતી હતી. તે કામદુઘા માટે રાજાએ વસિષ્ઠને કહ્યું કે તમે આ ગાય આપો અને હું તમે કહો તે તમને આપું. ઋષિએ ના પાડી. એટલે તે રાજબળથી ગાયને અને વાછરડાને બાંધીને વિશ્વામિત્ર પરાણે લઇ જવા લાગ્યો. તે

ઉપરથી ગાયે ઋષિને કહ્યું કે 'મહારાજ, મારી રક્ષા કરો.' ઋષિ બોલ્યા, 'અમે બ્રાહ્મણ છીએ-અમારું ધન ક્ષમા છે; માટે તુંજ તારું પરાક્રમ બતાવ.' તે સાંભળી ગાયે પોતાના શરીરમાંથી મ્લેચ્છો પેદા કરી તેના વતી રાજા વિશ્વામિત્રને નસાડયો. વિશ્વામિત્ર તેનાથી જ્યારે પરાજય પામ્યો ત્યારે તેના મનમાં આવ્યું કે બ્રાહ્મણોના તપની આગળ ક્ષત્રિયનું બળ કશા લેખામાં નથી: માટે મારે પણ આ રાજ્યપાટ તજી તેવું પરાક્રમ મેળવવું જોઈએ. આવો નિશ્ચય કરી તપ કરી બ્રહ્મતેજ મેળવ્યું હતું.

**સાર**-સરલ માણસની સાથે મિત્રતા કરવી; પણ કપટી સાથે મિત્રતા કરવી નહીં; તેમ તેવાને આદર પણ આપવો નહીં.

**શિક્ષા**-ઇંદ્રિઓ તીવ્ર તપમાં આસક્ત હોય તોપણ ઇંદ્રિયોનો વિશ્વાસ રાખવો નહીં, કારણ કે (તપસ્વી છતાં) વિશ્વામિત્ર પણ ઉત્કંઠા સહિત મેનકાને કંઠે વળગ્યા હતા. ૩૯

દૃષ્ટાંત-વિશ્વામિત્ર હિમાલયના શીમાડા ઉપર આવેલા પોતાના આશ્રમમાં તપ કરતા હતા, તેમને છળવા માટે મેનકા અપ્સરા આવી. તેણે ઘણી વાર સુધી તેમની તરફ જોઇ હાવભાવને નેણકટાક્ષ કરવા માંડયાં, પણ ઋષિ ચળ્યા નહિ. ત્યારે છેવટે તે સ્ત્રીનું વસ્ત્ર નિકળી ગયું, એટલે નગ્ન શરીરે લેવા માટે દોડી. વિશ્વામિત્ર તેના સુંદર અવયવ જોઇ તપોભંગ થઇ તેને કંઠે વળગીને તેના પ્રેમમાં પડયા.

**સાર**-ઇંદ્રિયોને તપથી ઘણીજ શિથિલ કરી નાખી હોય તથાપિ તે પાછી જાગૃત થયા વગર રહેતી નથી. માટે એમ ધારવું નહીં કે હું તો ઇંદ્રિયજિત છું, મને શું થનાર છે? પણ હમેશાં તેમને કબજે રાખવાની કોશીશ કરવી એ સારું છે.

**શિક્ષા**-વિયોગનું દુઃખ પડયું હોય ત્યારે દૈન્યતા છોડી ધીરજ રાખવી. અશ્વત્થામાનું મરણ સાંભળી બેબાકળા થઇ ગયેલા દ્રોણાચાર્ય વિના પ્રયોજને મરણ પામ્યા હતા. ૪૦

**દૃષ્ટાંત**–કૌરવ પાંડવની લડાઈમાં જ્યારે અશ્વત્થામા નામનો હાથી મરણ પામ્યો ત્યારે દ્રોણાચાર્યે જાણ્યું કે મારો પુત્ર તો કદાચ મરી ગયો ન હોય? આમ ધારી યુધિષ્ઠિરને પૂછ્યું–કારણ કે તે પ્રામાણિક-સત્યવક્તા ગણાતા હતા. યુધિષ્ઠિરે જવાબ આપ્યો કે "નરોવા કુંજરોવા" માણસ કે હાથી તે હું બરાબર જાણતો નથી. તે સાંભળીને દ્રોણાચાર્યના મનમાં આવ્યું કે બસ મારો પુત્રજ મરણ પામ્યો હશે. હવે જીવીને શું કરવું છે? આમ કહેતા આકુળ વ્યાકુળ થઇ ગયા. જો ધીરજથી તપાસ કીધી હોત તો જણાત કે તેમનો પુત્ર તો ચિરંજીવ હતો તે કેમ મરે? પણ વિપત્તિમાં વિચારશક્તિ કમ થાય છે, માટે તે સમયે ધૈર્ય ધરવું.

**સાર**–વિપત્તિ વેળાએ ધીરજ રાખીને યોગ્ય ઉપાય લેવા. જો અધીર થયા તો સઘળું નાશ પામે.

**શિક્ષા**–બુદ્ધિમાને ક્રોધરૂપી રાક્ષસને આધીન થઈ જવું નહીં. જેમકે ભીમસેને રાક્ષસની માફક શત્રુની છાતીનું લોહી પીધું હતું. ૪૧

**દૃષ્ટાંત**–ભીમને કૌરવમાંના દુ:શાસન ઉપર અત્યંત વૈર હતું. જ્યારે મહાભારતના યુદ્ધમાં દુ:શાસન લડવા માટે આવ્યો ત્યારે દ્રૌપદીનાં ચીર કાઢયાં હતાં તેનું વૈર લેવાને ભીમે તેની છાતીપર ચઢી બેસી છાતી ચીરીને તેના રક્તનું પાન કીધું–જે રાક્ષસી કર્મ હતું–ને જે નિંદાય છે.

**સાર**–એ કે, ક્રોધ ઘણો બુરો છે, ને તેને વશ થવાથી જાતિભ્રષ્ટ થઇ પડીએ છીએ, માટે તેનો ત્યાગ કરવો.

**શિક્ષા**–જ્યારે ઉપરીની મેહેરબાની થાય ત્યારે પોતાના નાશની બાબતમાં મન કરવું નહીં. જેમ કે બાણાસુરે પોતાનો ક્ષય કરાવનારૂં એવું યુદ્ધ શંકરની પાસેથી (વરદાનમાં) માગી લીધું હતું. ૪૨

**દૃષ્ટાંત**–બાણાસુરે તપ કરી શંકરને રાજી કર્યા. શંકર બાણાસુરની ભક્તિથી વશ થઇ અત્યંત પ્રસન્ન થઇ 'માગ માગ' એમ બોલ્યા ત્યારે બાણાસુરે શિવને રાજી થયા જોઇ માગ્યું કે, મહારાજ, મને હજાર હાથ આપો.

શિવે 'તથાસ્તુ,' એમ કહી તેની ઇચ્છા પૂરી પાડી. બાણાસુરને હજાર હાથ મળ્યા તો ખરા, પણ તેણે વિચાર્યું કે મને હજાર હાથ આપ્યા ત્યારે તેના જેવો વઢનારો પણ ચાલની માગી લઉં આમ વિચારીને લડનારો પણ માગ્યો. ત્યારે શંકરે બીજીવાર 'ઠીક' તને મળશે, એમ કહી તે કામના પણ પૂરી પાડી. પરિણામ ઘણુ માઠું આવ્યું; ને ઓખા અનિરૂદ્ધ સાથે પરણી તે બાણાસુરને ગમ્યું નહિ. તે નિમિત્તે કૃષ્ણે તેના ૧૦૦૦ હાથ કાપી નાંખ્યા.

**સાર**–કોઇ પણ માણસે પોતાનો ઉપરી જ્યારે રાજી થાય ત્યારે એવું માગવું કે જેમાં પોતાને સુખ મળે; પણ દુઃખ મળે તેવી બાબતની માંગણી કરવી નહીં.

**શિક્ષા**–ઉદ્વેગને તજી વિદ્યામાં ઉદ્યોગી થઇ સેવાથી ગુરુને રાજી કરવા. ગુરુની સેવામાં તત્પર એવા કચે શરીરની દુઃખી અવસ્થા પણ સહન કરી હતી. ૪૩

**દૃષ્ટાંત**–દેવતાઓ બૃહસ્પતિના પુત્ર કચની પાસે જઇને કહેવા લાગ્યા કે તમે અમારા ગુરુના પુત્ર છો, માટે શુક્રાચાર્ય પાસે જઇ સંજીવની વિદ્યા શીખી આવો કે જેથી અમને અડચણુ પડે નહીં. પછી કચ શુક્રાચાર્યની પાસે જઇને બોલ્યો, 'મહારાજ ! આ શિષ્યને સંજીવની વિદ્યા ભણવાની ઈચ્છા છે તો આપ કૃપા કરો.' પછી શુક્ર તેની નમ્રતા તરફ જોઇ તેને ભણાવવા લાગ્યા, પણ સંજીવની વિદ્યા શીખવે નહિ. ગુરુઘરમાં રહેલો કચ દરરોજ તેની પુત્રી દેવયાની જે બાલક હતી તેને રમાડતો અને ભણતો. એક વખત કચ ગુરુની આજ્ઞાથી વનમાં ગાયો ચરાવવા માટે ગયો ત્યાં રાક્ષસોએ પૂછ્યું કે, 'તું કોણ છે?' ત્યારે તે બોલ્યો, 'બૃહસ્પતિનો પુત્ર છું.' દૈત્યોએ વિચાર્યું કે એ સંજીવની વિદ્યા શીખશે તો આપણને નુકસાન થશે, તેથી એને મારીએ તો ઠીક; એમ ધારી તુરત તેને મારી તેના કકડા ભુંડને ખવરાવી દીધા. સાંજ થઇ એટલે ગાયો વનમાંથી ઘેર આવી, પણ કચ ન આવ્યો એટલે દેવયાનીએ રડતાં રડતાં પિતાને કહ્યું કે કચને બોલાવો. તે સાંભળી શુક્રાચાર્યે તરત હાક મારી એટલે લાગલોજ કચ આવીને ઉભો.

વળી બીજીવાર પણ તેને દૈત્યોએ એવીજ રીતે મારી નાંખ્યો. આમ વિદ્યા સંપાદન અર્થે ઘણું કષ્ટ સહન કર્યું. છેવટે દૈત્યોએ તેને મારી તેની રાખ કરી, દારૂ સાથે મેળવી શુક્રને પાઈ દીધી. સાંજ પડી તોપણ કચ આવ્યો નહીં, તે જોઇ દેવયાની પ્રથમની માફક પિતાને કહેવા લાગી કે પિતાજી ! કચને બોલાવો. શુક્રાચાર્યે કચને બોલાવ્યો, તો શુક્રના પેટમાંથી તે બોલ્યો; એટલે પોતે વિચારમાં પડયા કે આને જો જીવતો કરીશ તો તે મારૂં પેટ ચીરીને બહાર નિકળશે; માટે કેમ કરવું ? પછી કચને પૂછ્યું કે તું બ્રાહ્મણ છે, માટે તુંને બહાર કાઢું છું, પરંતુ તારે પાછો મને સજીવન કરવો પડશે. તારે કૃતઘ્ની થવું નહીં. કચે 'ઠીક' એમ કહ્યું. પછી શુક્રે તેને સંજીવની વિદ્યા શીખવીને પેટ ચીરીને બહાર કાઢયો. પછી તેણે તરત પોતાની સંજીવની વિદ્યાથી ગુરુ શુક્રને જીવતા કર્યા. આવી રીતે કચે ઘણાં કષ્ટો સહન કરી સંજીવની વિદ્યા સંપાદન કરી હતી.

**સાર**–માણસને ગમે તેવાં દુઃખો પડે તોપણ વિદ્યા શીખવામાં પછાત પડવું નહીં; કારણ કે સર્વ સુખનું મૂળ વિદ્યા છે.

**શિક્ષા**–ભક્ત, પ્રીતિમાન્, હિતકારક, શક્તિમાન્ અને નિર્દોષ એવા મનુષ્યને તજવું નહીં. કારણ કે રામચંદ્ર સતી સીતાનો ત્યાગ કરી શોકરૂપી સાલવડે અતિ કષ્ટને પામ્યા હતા. ૪૪

**દૃષ્ટાંત**–રામ રાવણને મારી સીતાને લઇ પાછા ઘેર આવ્યા, અને પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યા. પરંતુ તેમના મનમાં એમ આવ્યું કે હું સીતાને રાવણને ઘેરથી પાછાં લઈ આવ્યો છું તે વિષે શેહેરમાં શું બોલાય છે તે જાણવું જોઇએ. તે વાર્તા જાણવા માટે એક દુર્મુખ નામે દૂતને શેહેરમાં મોકલ્યો, તો તે કંઇ સારી નગરચર્ચા લઇ આવ્યો નહીં. તેથી રામચંદ્રે સીતાને પાછાં લક્ષ્મણ મારફતે વનમાં મોકલી દીધાં. વનમાં મોકલ્યા પછી પોતાને અત્યંત પસ્તાવો થયો, કારણ કે સીતા સમાન રામનું

બીજું કોઇ પણ હિત ઇચ્છનાર, પ્રીતિવાળું અને ભક્તિમાન્ હતું નહિ. (રા. ઉ.)

**સાર**—સારા માણસને ઝટ રજા આપવી નહીં, નહીંતર પસ્તાવો કરવો પડે છે.

**શિક્ષા**—ફરીને સ્મરણ કરાવવા માટે યશ રૂપ કાયાને જીવાડનારી કીર્તિ કહી જવી; કારણ કે સ્વર્ગમાંથી પડેલા ઈન્દ્રદ્યુમ્નને માણસોએ ઓળખ્યો કે તરત તે (પાછો) સ્વર્ગમાં ગયો હતો. ૪૫

**દ્રષ્ટાંત**—એકવાર ઈંદ્રદ્યુમ્નરાજા સ્વર્ગમાંથી પાછો મૃત્યુલોકમાં આવ્યો. પછી તે રાજાએ પોતાનાં કરેલાં પુણ્ય યાદ લાવવા માટે માર્કંડેય પાસે જઇને કહ્યું કે તમે ઇંદ્રદ્યુમ્નને ઓળખો છો? તેણે કહ્યું કે હું તો નથી ઓળખતો, પણ એક 'પ્રાવારકર્ણ' નામનું ઘુવડ હિમાલયમાં રહે છે તે મારાથી પણ આગળનું છે, તે ઓળખતું હશે. એ સાંભળી ઇંદ્રદ્યુમ્ને ઘોડાનું રવરૂપ લઇ માર્કંડેયને વિનંતિ કરી કે મહારાજ, આપ મારા ઉપર બેસો, તમને ત્યાં લઇ જાઉં. તે સાંભળી માર્કંડેય તેના ઉપર ચડયા એટલે બંનો 'પ્રાવારકર્ણ'ની પાસે ગયા અને પૂછ્યું તો તેણે કહ્યું કે મને ઇંદ્રદ્યુમ્ન રાજાની ખબર નથી, પણ અહીંથી થોડે દૂર ઇંદ્રદ્યુમ્ન નામનું સરોવર છે તેમાં આડીજંઘ નામનો બગલો રહે છે તે જાણતો હશે. ત્યાંથી તે ત્રણ જણા આડીજંઘ પાસે ગયા અને તેને પૂછ્યું કે તું ઇંદ્રદ્યુમ્નને ઓળખે છે? તેણે જરા વિચાર કરીને જણાવ્યું કે આજ તળાવમાં એક અકૂપાર નામનો કાચબો રહે છે, તેને પૂછવાથી જણાશે. પછી સઘળાએ તેની કને જઇને પૂછ્યું કે તું ઇંદ્રદ્યુમ્ન રાજાને ઓળખે છે? તેણે જવાબ આપ્યો કે, હા, આ તળાવ તે રાજાએ બંધાવ્યું છે. તેમ યજ્ઞ વગેરે કાર્ય પણ ઘણાં કર્યા છે. તે મહાપ્રતાપી અને ઉદાર હતો. આમ સઘળાની સમક્ષમાં તે રાજાની કીર્તિની જાણ થઈ કે રાજા તરત પાછો સ્વર્ગમાં ગયો.

**સાર**—એવાં કાર્યો કરવાં કે જે હજારો વર્ષ વિસાબાદ

પણ કાયમ રહે અને તે કાર્યમાં બીજાનો ઉપકાર થાય; અને કર્ત્તા અખંડ સુખ ભોગવે.

શિક્ષા—અતિ કૃપણતાથી લક્ષ્મીનું રક્ષણ કરવું નહીં. કારણ કે તે ઝટ નાશ થનારી છે. વ્યાડિ અને ઈંદ્રદત્તે યુક્તિથી નંદરાજની લક્ષ્મીનું હરણ કર્યું હતું. ૪૬.

દૃષ્ટાંત—પૂર્વે આ ભારતવર્ષમાં નંદરાજા સામ્રાજ્ય પદવી ભોગવતો હતો. જ્યારે આવી મોટી પદવી હોય ત્યારે લક્ષ્મીનો તો પારજ ક્યાંથી હોય? તેના રાજ્ય સમયમાં ઇંદ્રદત્ત, વરરુચિ અને વ્યાડ નામના ત્રણ તરુણ-વિદ્યાર્થી પોતાના ગુરુ પાસેથી શાસ્ત્ર અધ્યયન કરી ગુરુ દક્ષિણા આપવા માટે ધન એકઠું કરવા સારૂ નંદરાજાના શેહેરમાં ગયા. જે દિને તેઓ પહોંચ્યા તે દિને રાજાનો મુકામ અયોધ્યામાં હતો, પણ ત્યાં જતાં તેમણે સાંભળ્યું કે નંદ ગુજરી ગયો છે. એટલે ઈંદ્રદત્તે કહ્યું કે હું યોગવિદ્યાથી તેના શરીરમાં પ્રવેશ કરીશ અને વરરુચિએ મારી પાસે માંગવા આવવું તથા વ્યાડીએ મારા આ દેહની રક્ષા કરવી. આ પ્રમાણે મસલત કરી ઇંદ્રદત્તે રાજાના ખોળીયામાં પ્રવેશ કર્યો અને વ્યાડિ તેના ખોળીયાની રક્ષા કરવા બેઠો. પછી વરરુચી માંગવા ગયો એટલે યોગ વડે નંદરૂપ થયેલા ઇંદ્રદત્તે પોતાના કાર્યભારી શકટારને હુકમ કરાવી એક કોડ સોના મહોર દાનમાં અપાવી. શકટાર પ્રધાને જોયું કે આ સત્ય નંદ નથી, પણ કોઈ અપરિમિત મનુષ્ય છે, તે પોતાનું કામ કરીને નાસી જાય, તેથી શેહેરમાંનાં સઘળાં મુડદાં બળાવી નાંખ્યાં, જેથી ઇંદ્રદત્તનું પણ શરીર બળી ગયું. ઇંદ્રદત્ત પ્રથમ દિલગીર થયો, પણ પછી વરરુચીને પોતાનો મંત્રી બનાવ્યો હતો. સત્ય નંદને ત્યાં છપ્પન*પર ભુંગળ વાગતી હતી.

---

*છપ્પનપર ભુંગળ એટલે એકજ સ્થળે છપ્પન્ન કરોડ, છપ્પન લાખ, છપ્પન હજાર ને છપ્પનસો છપ્પન એટલી દ્રવ્ય સંખ્યા હોય ત્યાં ગેબીનાદ થાય છે. એ સંખ્યા આ પ્રમાણે છે ૫૬,૫૬, ૬૧,૬,૫૬. આટલી મોટી સંખ્યામાં એકજ જગ્યામાં દ્રવ્ય

**સાર**—દ્રવ્ય ચલાયમાન છે માટે તેમાંથી રીતસર પરાર્થ પરમાર્થ—ધર્મદાન પુણ્યનાં કાર્ય કરવાં—જે કાર્યો યાવત્‌ ચંદ્રદિવાકર રહે છે, ને દ્રવ્ય તો કાળે કરીને જતું રહે છે.

**શિક્ષા**—જ્યારે પોતાની શક્તિનો ક્ષય થાય ત્યારે ક્ષમા કરવી. પરંતુ શક્તિમાન્ હોઇએ ત્યારે બળ બતાવવું. બળવાન્ કાર્તવીર્યે સંરંભ સહિત રાવણને બાંધ્યો હતો. ૪૭

**દૃષ્ટાંત**—સહસ્રાર્જુન એક વખતે હજારો સ્ત્રીઓની સાથે જલક્રીડા કરવા માટે નર્મદાના કીનારા ઉપર ગયો અને ત્યાં નદીના વેગને રોકી ક્રીડા આરંભી પાણી અટકવાથી ચઢી જઇ કીનારાપર જોરમાં આવ્યું. ત્યાં ઉપરના ભાગમાં રાવણ પૂજા કરતો હતો, તેના માટીના પાર્થેશ્વર અને પૂજન માટે આણેલાં પુષ્પો તણાઈ ગયાં; એટલે તે ગુસ્સો કરીને જ્યાં સહસ્રાર્જુન હતો ત્યાં આવ્યો અને તેની સાથે લડાઇ કરી સહસ્રાર્જુને થોડી વાર રમાડી છેવટે રાવણને બાંધી મૂક્યો હતો.

**સાર**—પોતામાં જો શક્તિ હોય તો બળ બતાવવું નહિતર ક્ષમા રાખીને બેસવું.

**શિક્ષા**-નિરંતર કપટવાળી વેશ્યાનાં વચનો ઉપર વિશ્વાસ રાખવો નહીં. કારણ કે એકાંતમાં રહેતાં છતાં પણ ઋષ્યશૃંગને વેશ્યાએ શૃંગારમાં લીન કરી દીધા હતા. ૪૮

**દૃષ્ટાંત**—લોમપાદ રાજાના દેશમાં વર્ષાદ થતો ન હોતો. તેણે બ્રાહ્મણોને બોલાવીને પૂછ્યું, 'મહારાજો, વર્ષાદ

---

હોય તો તેમાંથી નાદ જેવા અવાજ સ્વાભાવિક રીતે થાય છે. મુંબઇના કાળા કિલ્લામાં સરકારી તીજોરી છે, તેમાં ઘણામાં ઘણા ૨૫-૩૦ લાખ રૂપિયા હશે. આ દ્રવ્ય સંગ્રહ જોવાની એકવાર એક અંગ્રેજ મિત્રની કૃપાથી તક મળી. એ જગ્યા પોલાણ ને ઘુંમટદાર છે, તેથી તેમાં પેસતાંજ એક જાતનો ઘુઘુ અવાજ કાનપર આવતો લાગે છે—જે ધારૂં છું કે પૃથ્વીના ફરવાથી દ્રવ્યમાં કંઈક ચલાયમાનપણું આવવાથી થતો હશે, ને એક જગ્યાપર આટલા બધા દ્રવ્યનો સમાવેશ થાય તો પછી ત્યાં નાદ જેવું કંઈક થાય તેમાં આશ્ચર્ય જેવું નથી.

થાય એવું કંઇ બતાવો.' બ્રાહ્મણોએ પ્રત્યુત્તર આપ્યો કે, 'આપણા દેશમાં વિભાંડકના પુત્ર ઋષ્યશૃંગ તપ કરે છે અને બ્રહ્મચર્ય વ્રત પાળે છે તે જો અહીં આવી યજ્ઞ કરાવે તો વર્ષાદ વર્ષશે.' પછી રાજાએ વેશ્યાઓને બોલાવીને કહ્યું કે તમારામાંથી જે ઘણી ચતુર, મનુષ્યનાં મન વિહ્વળ કરનારી ને હાવભાવવાળી હોય તે સઘળીએ વિભાંડકના આશ્રમમાં જઇ તેમના પુત્રને વશ કરી અહિં લઇ આવવો. તે સાંભળી એક વેશ્યા, જે સ્ત્રીચરિત્રમાં નિપુણ હતી, તે, તે કામ માથે લઇ, ઋષ્યાશ્રમ તરફ ગઈ. જ્યારે ઋષિ વિભાંડક આશ્રમમાંથી બહાર ગયા ત્યારે તે વેશ્યાએ, પોતાની સાથે એક પુત્રીને લઇ ગઇ હતી તેને ઋષ્યશૃંગની પાસે મોકલી. તેણીએ ઋષ્યશૃંગની પાસે હળવે હળવે જઇને બેસીને પ્રણામ કર્યા. ઋષ્યશૃંગે પણ તેને પ્રણામ કર્યા. કોઇ દિવસ પણ શૃષ્યશૃંગના જોવામાં સ્ત્રી આવી ન હતી તેથી તે તેને પણ બ્રહ્મચારી જાણીને પૂછવા લાગ્યા, 'તમે કયાંથી આવો છો? તમારૂં નામ શું ? આ ફળફળાદિ લઇને ખાઓ, અને પછી જલપાન કરી વિશ્રામ લેજો.' એમ કહી ઇંગોડીઆનાં ફળ, ટીમરૂ વગેરે આપ્યાં. તે ફળ પેલી વેશ્યા બાળાએ ફેંકી દીધાં અને પોતાની પાસે જે મધુર ફળ તથા મિષ્ટાન્ન વગેરે હતું તે તેને અર્પણ કરી કહ્યું– 'મહારાજ, અમે તમને નમવા ઉચિત છીએ, પણ તમે અમને નમવાને ઉચિત નથી. મહારાજ, મારા ઉપર અનુગ્રહ કરો.' એમ કહી તે ઋષિને આલિંગન આપ્યું. સાયંકાળ થયો અને તેના પિતા વિભાંડકને આવવાનો સમય થયો એટલે તે વેશ્યા ત્યાંથી જતી રહી. ઋષ્યશૃંગ તેનાં અમૃત જેવાં મીઠાં ફળ ખાઇને તથા પુષ્પની કળી જેવાં કોમળ અંગોનું આલિંગન કરી મનમાં અત્યંત આકુળ વ્યાકુળ બની ગયા; અને અગ્નિમાં હોમઆદિ કરવાની જે ક્રિયા હતી તે પણ ચુકી ગયા, અને તે સ્ત્રીના જવાથી ઉદાસ થઈને નિશાસા મૂકતા હતા. એવામાં તેમના પિતા ત્યાં આવ્યા અને જુવે છે તો સાયંહોમની તૈયારી દીઠી નહીં, તેથી પુત્ર તરફ નજર કરી તો તેના મુખ ઉપર શાહી ઢળી ગઇ હોય તેવી શ્યામતા છાઇ રહી હતી. તે જોઇને પુત્રને

પૂછયું–વત્સ, આજ આશ્રમમાં કોઈ આવ્યું હતું ? તે બોલ્યો, 'હા, એક મુનિનો કુમાર આવ્યો હતો; તેની જટા ઘણી શ્યામ હતી અને રેશમના દોરાથી ગુંથેલી હતી. તેના ઓષ્ઠ પરવાળાં જેવા હતા. જ્યારે તે શબ્દ કરતો હતો ત્યારે કોયલ પણ તેની આગળ કશા લેખામાં ન હતી. તેણે કંઠમાં માળા પહેરી હતી, તે ઘણી ચળકાટ મારતી હતી. તેની છાતી ઉપર ઉપસેલા બે માંસના પિંડ હતા. તેની કટિ ઘણીજ પાતળી હતી. અને જ્યારે તે ચાલતો હતો ત્યારે તેના ચરણમાં રહેલા બે પદાર્થો સુંદર શબ્દ કરતા હતા. તેણે પોતાના હાથમાં બે માળાના ગંઠાઓ ધાલ્યા હતા, તેની સૌંદર્યતા ઘણી માલમ પડતી હતી. તેણે મને ફળો અને અન્ન ખાવા માટે આપ્યાં હતાં તેનો સ્વાદ કંઈ જુદોજ હતો. તે હમણાં અહીંથી ગયો છે. મારૂં મન તેના જવાથી ઉદાસીન થઇ ગયું છે.' તે સાંભળી વિભાંડક બોલ્યા–' પુત્ર, તેવા માણસોનો વિશ્વાસ કરીશ નહીં. કારણ કે કેટલાએક દૈત્યો ઋષિનો વેશ લઇ ફળ વગેરે ખવરાવીને મારી નાખશે. હમણાં તેવા ઘણા ફરે છે.' તે સાંભળી ઋષ્યશૃંગ શાંત થયો અને આવલી વેશ્યાએ અસર કરી હતી તે પાછી મટી ગઇ. પછી કેટલાએક દિવસ ગયા કેડે વળી એક દિવસે જ્યારે વિભાંડક વનમાં ગયા તે વખતે તે વેશ્યા પુનઃ આવી અને ઋષિપુત્રને મળી. ઋષ્યશૃંગ તેને મળીને બોલ્યા કે, 'હવે જેમ બને તેમ મને ઝટ લઇ ચાલો, અહીં રહેવામાં સાર નથી.' એમ કહી ત્યાંથી તરત બન્ને જણાં લોમપાદ રાજાના શેહેરમાં આવ્યાં.

**સાર**–એકાંતવાસ કરનારા ઋષિ–મુનિ વેશ્યા–સ્ત્રીના સમાગમથી તપોભ્રષ્ટ થાય છે તો સંસારી મનુષ્ય શા લેખામાં ? માટે સત્પુરુષે કુલટા સ્ત્રી-વેશ્યાદિનો સમાગમ સેહેજ પણ કરવો નહિ.

**શિક્ષા**–બળથી ગર્વિષ્ટ થયેલા મનુષ્યે નાના શત્રુનો પણ તિરસ્કાર કરવો નહીં. જેમ કે કુમાર રામચંદ્રે, આ બ્રાહ્મણ છે એવી દયા લાવીપરશુરામને છોડી દીધા હતા. ૪૯

**દૃષ્ટાંત**–જ્યારે જનકને ઘેર સીતાના સ્વયંવરનો સમારંભ મંડાયો ત્યારે જુદા જુદા દેશથી રાજકુમારોએ ત્યાં આવી વિવાહના મંડપની શોભામાં વધારો કર્યો હતો. સ્વયંવરમાં એવો ઠરાવ હતો કે 'જે શિવના ધનુષના કકડા કરે તેને કન્યા વરે.' આ વૃત્તાંત સાંભળી રામ અને લક્ષ્મણ પણ વિશ્વામિત્ર ઋષિની સાથે ત્યાં ગયા. આખરે સઘળા હાર પામ્યા; પણ કોઇ તે ધનુષને ઉચું પણ કરી શકયું નહીં. છેવટે રામચંદ્રે તેના કકડા કરી કન્યારત્ન મેળવ્યું. ધનુષનો ટંકારવ સાંભળી પરશુરામના મનમાં થયું કે મેં નક્ષત્રી પૃથ્વી કરી છે તોપણ હજી ક્ષત્રિય વીર તો પડયા છે. હું બેઠો હોઉં ત્યાં વળી બીજો ધનુષ ભાંગી જાય એ કેમ બને? ચાલ તેનો પરાજય કરૂં. એમ વિચારી રામ સાથે પરશુરામે યુદ્ધ કર્યું. તેમાં પરશુરામ હારી ગયા અને રામચંદ્રે તે બ્રાહ્મણ છે, જવા દો, એમ વિચારી પ્રણામ કરી પરશુરામને રજા આપી હતી.

**સાર**–સત્પાત્ર પુરુષનું ક્ષમા એજ ભૂષણ છે. ક્ષમા જેવો ઉત્તમ ગુણ એક પણ નથી. મોટાઇમાં ક્ષમા ગુણ બહુ યશવંતો છે.

**શિક્ષા**–હિંસા આદિ કરનારા અત્યંત ક્રૂર આચારવાળા માણસે કોઇનો વિશ્વાસ કરવો નહીં. જેમ કે જગત્ વૈરી જરાસંઘે પાંડવોનો વિશ્વાસ કર્યો તો પોતાનો નાશ થયો. ૫૦

**દૃષ્ટાંત**–જ્યારે યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ કરવો હતો ત્યારે તેણે સઘળા રાજાને પોતાને તાબે કર્યા પરંતુ બળવાન્ જરાસંઘ તાબે થયો ન હતો. તેને તાબે કરવા કૃષ્ણ, અર્જુન ને ભીમસેનને મોકલ્યા. એટલે તેઓ જરાસંઘને ઘેર બ્રાહ્મણનો વેશ લઇને ગયા ને બોલ્યા કે અમે યુદ્ધની ભીક્ષા માંગવા આવ્યા છીએ. એટલે જરાસંઘ સત્યવાદી ને દાનેશ્વરી હતો તેથી બોલ્યો ભલે તૈયાર છું, એમ કહી પોતે તેને યુદ્ધ ભીક્ષા આપવા માટે શેહેરની બહાર ગયો ને ત્યાં અખાડામાં ભીમસેન સાથે

લડવાને તૈયાર થયો. ભીમસેને તેની સાથે સત્તાવીશ દિવસ યુદ્ધ કર્યું. છેવટે અઠ્ઠાવિશમે દિવસે પકડીને તેના બે કકડા કરી નાખ્યા.

**સાર**–કોઈ પણ માણસે પોતાના શત્રુનો વિશ્વાસ કરવો નહીં. કારણ કે તેનાંથી મોત નિપજે છે.

**શિક્ષા**–ઉચિત આચારમાંથી ભ્રષ્ટ થઇ યુકિત વડે પોતાનો સ્વાર્થ સાધવો નહીં. કારણ કે વાળીને (વિના પ્રયોજને) બાનું કાઢીને મારવાથી રામની કીર્તિ કલંકને પામી છે. ૫૧

**દૃષ્ટાંત**–રામની સ્ત્રી સીતાને જ્યારે વનમાંથી રાવણ હરી ગયો ત્યારે તેની શોધ કરવામાં રામ અને લક્ષ્મણ ગોઠવણ કરવા લાગ્યા. સહાય વગર તે કામ પાર પડી શકે તેવું ન હતું તેથી વનમાં વાનરોના રાજા સુગ્રીવની સાથે મૈત્રી કરી. સુગ્રીવને પણ રામના જેવુંજ દુઃખ હતું. નીતિ છે કે 'સરખે સરખા મળ્યા અને ભવના ફેરા ટળ્યા.' આ કહેવત પ્રમાણે બન્ને જણાને એક બીજાના સહાયક થવું પસંદ પડયું. પરસ્પર મેળાપ થતી વખતે સુગ્રીવે જણાવ્યું કે મારી સ્ત્રીને વાળી રાખી બેઠો છે અને મારૂં રાજ્ય પણ તેને આધીન છે, તે આપ અપાવો; અને હું મારી સેનાને લઇ આપના ધર્મપત્ની સીતાની ખોળ કરવામાં મદદ કરીશ. આ વાત રામે સ્વીકારી. એ સરતને અનુસરી વિના કારણે સુગ્રીવના શત્રુ વાળીને મારીને સુગ્રીવને રાજ્ય અપાવ્યું. આવી રીતે વાળીને તેના અપરાધની તપાસ કર્યા વગર એકદમ મારી નાંખ્યો તેને લીધે રામની કીર્તિ કલંકવાળી થઈ છે.

**સાર**–સ્વાર્થ માટે પરની હાનિ કરવી એથી અનેક સત્કર્મો અને પ્રૌઢા પુરુષાર્થ છતાં યશસ્વી કીર્ત્તિ કલંકને પામે છે.

**શિક્ષા**–ઇંદ્રિયને જીતનારા મનુષ્યે એકાંતમાં માતાની સાથે પણ વાતચિત કરવી નહિ. કારણ કે શંબરાસુરની દાસી રતિએ પ્રદ્યુમ્નને પુત્ર કરીને રાખ્યો હતો, તોપણ તે તેની ઉપર આશક થઇ હતી. ૫૨

**દૃષ્ટાંત**–કૃષ્ણની સ્ત્રી રૂકિમણીને પુત્રનો પ્રસવ થયો. તે પુત્રના હાથથી શંબરાસુરનું મોત હતું, માટે તેનો જન્મ થતાંજ શંબરાસુરે કોઈ દેખે નહીં એવું રૂપ ધરી પ્રદ્યુમ્નને પલંગમાંથી ઉપાડી સમુદ્રમાં ફેંકી દીધો. આ પ્રદ્યુમ્નને એક મચ્છ ગળી ગયો. તે મચ્છ શંબરાસુરના મચ્છીમારને હાથ લાગ્યો, તે તેણે રાજાને આપ્યો. રાજાએ રસોડામાં મોકલાવી દીધો. રસોઇઆઓએ છરીથી તેના કટકા કરવા માંડયા. જેવા કટકા કરે છે તેવોજ અંદરથી પ્રદ્યુમ્ન, જેને શંબરાસુરે સમુદ્રમાં નાખી દીધો હતો તેજ નજરે પડયો. રસોડાના ઉપરીએ રાજાને જણાવ્યું કે માછલાના પેટમાંથી એક કુમાર નિકળેલો છે, માટે શો હુકમ છે? રાજા વાંઝીઓ હતો તેથી તેણે વિચાર્યું કે આપણને પ્રજા નથી, માટે ચાલ આજ બાળક મારો પુત્ર. એમ ધારીને હુકમ કર્યો કે આપણા ધરમાં જે દાસી છે તેને સોંપી દો, તે ધવરાવવા ખવરાવવા આદિથી તેનું પોષણ કરશે. પછી તે કુમાર રતિને સોંપવામાં આવ્યો. રતિએ તેને પાળીને મોટો કર્યો. ત્યારબાદ રતિ તેની સાથે સ્ત્રીની માફક વર્તવા લાગી અને એકાંતમાં શૃંગાર વિલાસ કરવા લાગી.

**સાર**–જીતેંદ્રિય પુરુષે એકાંતમાં માતા, બેહેન, પુત્રી એઓ પાસે પણ બેસવું નહીં, કારણ કે ઇંદ્રિયો અતિ ચપલ હોય છે. એકાંતમાં સ્ત્રીનો જો સમાગમ થાય છે તો તેથી પરિણામ માઠું નિપજે છે.

**શિક્ષા**–તીવ્ર તપ કરનારા તાપસની ધૈર્યતા નાશ પામે એવી ચપલતા કરવી નહીં; કારણ કે શંકરે કામને નેત્રના અગ્નિથી બાળી નાંખ્યો હતો. ૫૩

**દૃષ્ટાંત**–જ્યારે સતીએ પોતાના દેહનો ત્યાગ કર્યો ત્યારે શંકર હિમાચલ ઉપર જઇ તપ કરવા લાગ્યા. એવામાં તારકાસુર નામનો દૈત્ય દેવતાઓને સતાવવા લાગ્યો. ત્યારે સઘળા દેવતાઓ એકઠા મળ્યા અને વિચાર કરવા લાગ્યા કે આનું મૃત્યુ કેના હાથથી હશે? છેવટે તેમના જાણવામાં આવ્યું કે આનું મૃત્યુ શંકરના પુત્ર

કાર્તિકસ્વામીને હાથે છે. તે ઉપરથી સઘળાએ વિચાર કર્યો કે જેમ બને તેમ શંકરને પરણાવીએ તો આપણું કાર્ય સિદ્ધ થાય. પછી એક વખતે હિમાચલ ઉપર શંકર તપ કરતા હતા તેની નજીકમાં પાર્વતી પૂજા કરવા માટે આવ્યાં. આ તકનો લાભ લઇ દેવતાએ કામદેવને કહ્યું કે આ વખતે જો તું તારૂં બાણ શંકરને મારીશ તો આપણા ધારેલા કાર્યમાં ફત્તેહ પામીશું. તત્ક્ષણે કામે પોતાનું બાણ શિવ ઉપર માર્યું કે તરત શંકરે પોતાનું ત્રીજું નેત્ર ઉઘાડી તેના તરફ અગ્નિસમાન દૃષ્ટિ કરી. દૃષ્ટિ પડતાં વખતેજ નેત્રમાંથી નિકળેલા અગ્નિએ કામને બાળી ખાક કરી મૂક્યો.

**સાર**–સત્પુરુષ કે તાપસ જે કે પોતાના એકાંત ધ્યાનમાં બેઠો હોય તેને તેમાંથી ચલાયમાન કરવાની ઇચ્છા કરવી એ દોષરૂપ–દુઃખ રૂપ છે.

**શિક્ષા**–જે નિત્ય કજીઆમાં ફસાઇ રહ્યો હોય તેવા કપટીનો વિશ્વાસ કરવો નહીં. (કપટ કરવાથી) બલદેવે રૂકમીને મુદ્ગરના મારથી મારી નાંખ્યો હતો. ૫૪

**દૃષ્ટાંત**–ભત્રીજાના વિવાહ પ્રસંગે બલદેવ રૂકમીને ઘેર ગયા હતા. ત્યાં જુગટું રમવા લાગ્યા. એવામાં રૂકમી જો કે જીત્યો ન હતો તોપણ બોલી ઉઠયો કે, 'હું જીત્યો.' તેનું કપટ ભરેલું બોલવું સાંભળી બલદેવે તેના માથામાં મુદ્ગર મારીને તેને ઠાર કર્યો હતો.

**સાર**–કપટી હોય, તેમ જે ઘણો કજીઆખોર હોય તેવા માણસની સાથે સંબંધ કરવો નહિ. સહજમાં પણ તે અસત્ય બોલતાં ડરતો નથી. આવા મનુષ્યનું અંતે મોત છે. કપટરહિત રહેવું એ શ્રેષ્ઠ છે.

**શિક્ષા**–સ્વપ્નના જેવી ખોટી રાજાની મેહેરબાની ઉપર આશા બાંધવી નહીં. કારણ કે નંદરાજાએ મંત્રી શકટાલને બંધનમાં નાંખ્યો હતો. ૫૫

**દૃષ્ટાંત**–જ્યારે ઇંદ્રદત્તે યોગ વિદ્યાથી મરેલા સત્ય

નંદના શરીરમાં પ્રવેશ કર્યો હતો. તે વખતે નંદના કાર્યભારીએ વિચાર કર્યો કે નંદનો પુત્ર હજુ બાળક છે અને આ નંદના શરીરમાં બીજો કોઇ પેઠેલો છે. તે પોતાનું કાર્ય સાધીને નિકળી જશે તો આ રાજ્ય કંઇ ટકી શકશે નહીં; માટે આમાં પ્રવેશ કરનારાનું ખોળીયું બળાવી દઉં. આમ વિચારી પોતે શેહેર આખાનાં શબ બળાવી દીધાં. નંદ-ઇંદ્રદત્તે જાણ્યું કે શકટાલે એ ઠીક કીધું, તેથી તે પ્રથમ તેનાપર કૃપાવાન્ હતો. શકટાલે વિચાર્યું કે અસત્યનંદ મારાથી ડરે છે, તેથી રાજમાં રોપ બતાવવા લાગ્યો, ને રાજાનો પણ રાજા થયો. આથી યોગનંદની તેનાપર ધીમે ધીમે અવકૃપા થઇ. પછી કાર્યભારી શકાટલે ગુપ્ત રીતે યોગનંદને મારી સત્યનંદના પુત્રને રાજ્ય સોપ્યું. તે નવા થનાર રાજાએ તેનાપર ઘણી કૃપા બતાવી. પણ અંતે તેને માલમ પડયું કે યોગનંદને શકટાલે મારી નાંખ્યો છે તેથી તેણે શકટાલને કેદ કરી, મહા સંકટ આપ્યું હતું.

**સાર**-રાજાની કૃપાથી રાજી થવું નહિ, કેમ કે તેના કોપને કારણની પણ જરૂર નથી.

**શિક્ષા**-લોકાયતની* વાતોપરથી નાસ્તિક બુદ્ધિના થવું નહીં. કારણકે હરિએ સ્તંભમાંથી નિકળી હિરણ્યકશિપુનો નાશ કર્યો હતો. ૫૬

**દૃષ્ટાંત**-હિરણ્યકશિપુ અધર્મી હતો એટલે કે તે જગતમાં ઈશ્વર નથી એમ માનનારો હતો. થોડા વખત પછી તેને ત્યાં એક પુત્ર અવતર્યો. આનું નામ પ્રલ્હાદ પાડવામાં આવ્યું. જ્યારે તે પાંચ વર્ષનો થયો ત્યારે તેના બાપે તેને નિશાળે ભણવા મોકલ્યો. પ્રલ્હાદ નિશાળમાં ઈશ્વરના નામ શિવાય બીજું કંઇ પણ ભણતો નહીં. એક વખતે તેના પિતાએ છોકરાની પરીક્ષા લેવા માટે તેડાવ્યો, ત્યારે મેહેતાજી પ્રલ્હાદને લઇને આવ્યા. હિરણ્યકશિપુએ પૂછ્યું કે, તું શું ભણ્યો ? પ્રલ્હાદે કહ્યું 'પરમેશ્વરનાં નામ' આવા શબ્દ સાંભળતાંજ હિરણ્યકશિપુને ઘણો ક્રોધ ચડયો અને તે બોલ્યો કે આને મારી નાંખો. તેનો

---

* જૈન ધર્મનો એક ભેદ.

અંત લાવવા ઘણા ભય બતાવ્યા, તોપણ તે કુમારે પોતાની વાત છોડી નહીં, ને પોતાના બાપના નાસ્તિક વિચારમાં ભળ્યો નહીં. અંતે એક લોઢાનો સ્થંભ ધખાવી તેને બાથ લેવા માટે હિરણ્યકશિપુએ પ્રલ્હાદને હુકમ કર્યો અને કહ્યું કે જો ઇશ્વર હશે તો આ વખતે જણાશે. હુકમ થતાં વખતજ પ્રલ્હાદે સ્થંભને બાથ ભરી કે તેમાંથી નૃસિંહ પ્રગટ થયા અને તેમણે હિરણ્યકશિપુનો નાશ કર્યો.

**સાર**–નાસ્તિક બુદ્ધિના થવું નહિ, કેમકે તેવાની પાછળથી દુર્દશા જોવામાં આવે છે, ને એથી જીવાત્માને શાંતિ મળતી નથી. ઈશ્વર સચરાચર, સર્વજ્ઞાતા ને સર્વ વ્યાપક છે.

**શિક્ષા**–જે માણસ ઘણા ઉંચા પદને પામ્યો હોય તેણે સઘળાને માન આપવું, પણ કોઈનું અપમાન કરવું નહીં. નહૂષ રાજા ઇંદ્ર પદવીને પામ્યો હતો તોપણ અગસ્ત્યનું અપમાન કરવાથી ઇંદ્રપદથી ભ્રષ્ટ થયો હતો. ૫૭

**દૃષ્ટાંત**–જ્યારે ઇંદ્ર સ્વર્ગનું રાજ્ય છોડીને ગયો, ત્યારે પાછળ નહૂષ ઇંદ્રાસનપર બેઠો. ઘણા આબાદીવાળા સ્વર્ગના રાજ્યની લગામ પોતાના હાથમાં આવી, તેથી તેનું મગજ ફરી ગયું અને તે ઉન્મત્ત થઇને ફરવા લાગ્યો. એક વખતે તેણે ઈંદ્રાણીને પોતાની સાથે વરવાને કહ્યું. ઇંદ્રાણીએ કહેવરાવ્યું કે તું એવા વાહનપર સ્વાર થઇને આવ કે જેનાપર કોઇ સ્વાર થયું નહિ હોય, તો તને હું વરીશ. તેપરથી નહૂષે ઋષિઓને તેડાવ્યા અને તેમની કાંધ ઉપર પાલખી મૂકી તેમાં બેસીને ઈંદ્રાણી પાસે જવા લાગ્યો. માર્ગમાં જરા આગળ જતાં પાલખી ઉંચી નીચી થવા લાગી એટલે નહૂષે લક્ષ્મીના મદથી ને કામાંધ થવાથી કહ્યું કે અરે, આમ બેશીકરાઈથી કેમ ચાલો છો? સર્પ સર્પ–ચાલો ચાલો. તે વાણી સાંભળતાંજ ઋષિએ શાપ આપ્યો કે જા તું સર્પ થઇને મૃત્યુ લોકમાં અવતર. ઋષિની વાણી ફળી અને રાજા પોતાની ભવિષ્ય સ્થિતિ ભોગવવા લાગ્યો.

**સાર**–મોટું પદ, મોટું માન, કે પુષ્કળ દ્રવ્ય મળે

તોપણ નમ્રતા રાખવી. તેના ગર્વથી અંધ બનવું નહીં. વિનય, નમ્રતા એ ઉત્તમ ગુણો છે. વળી સ્ત્રીના મોહમાં તલ્લીન થઇ સત્પુરુષને કષ્ટ પણ દેવું નહિ.

**શિક્ષા**–જે શત્રુની સાથે સલાહ કરી નિર્ભય રહે છે, તે સુખી થતો નથી. કારણ કે વૃત્રાસુર ઇંદ્ર સાથે સલાહ કરી નિર્ભયતાથી રહેવા લાગ્યો તો તે મરણ પામ્યો હતો. ૫૮

**દૃષ્ટાંત**–વૃત્રાસુરને ઇંદ્ર સાથે અસમ્ય વૈર. હતું; પણ વૃત્રાસુરનો પ્રતાપ અતિ પ્રબળ જોયો ત્યારે ઇંદ્રે તેની સાથે સલાહ કરી. સલાહનો લાભ લઇને જે સમય મળ્યો તેમાં ઇંદ્રે દધિચી ઋષિના હાડકાનું વજ્ર મેળવ્યું ને સ્વસ્થ થયેલા વૃત્રાસુરને યુદ્ધ માટે આમંત્રણ કરીને તેનો નાશ કીધો.

**સાર**–શત્રુને મિત્ર ન કરવો, ને મિત્ર કર્યો તોપણ વિશ્વાસ પાત્ર ન ગણવો, તથા તેનાથી સ્વસ્થ પણ થવું નહિ.

**શિક્ષા**–હિતકારક ઉપદેશ સાંભળી ઘટતી રીતે કરવું. દુર્યોધને વિદૂરના કહેવા પ્રમાણે કર્યું નહીં માટે તે મરણ પામ્યો હતો. ૫૯

**દૃષ્ટાંત**–જયારે દુર્યોધન પાંડવો ઉપર દ્વેષ રાખી તેમનું ભુંડું કરવા લાગ્યો ત્યારે વિદૂરે તેને નીતિનો ઉપદેશ આપીને બહુ વાર સમજાવ્યો હતો. પણ વિદૂરની વાણીથી તેને જરા પણ અસર થઈ નહીં અને તે ઉલટો વધારે વધારે પાંડવ સાથે દ્વેષબુદ્ધિથી વર્તવા લાગ્યો, તેથી છેવટે કમોતે મુવો.

**સાર**–કોઇનો પણ હિતોપદેશ સાંભળી ઘટતી રીતે તેનો ઉપયોગ જો કરે તો તેને કંઇ પણ અડચણ આવતી નથી, પણ જો અવળે માર્ગે ચાલે તો તેને અવશ્ય દુઃખ આવી નડે છે.

**શિક્ષા**–ઘણું અન્ન ખાવાથી માણુસ રોગી થાય છે અને તેનો જઠરાગ્નિ મંદ પડી જાય છે. જેમ કે અગ્નિ પણ ઘણું ઘી ખાવાથી ઠંડો પડી ગયો હતો. ૬૦

**દૃષ્ટાંત**-પૂર્વે શ્વેતકી રાજાએ ઘણા યજ્ઞો કર્યા તેથી અગ્નિ-જે સર્વ ભક્ષી તેને પણ અજીર્ણ થયું હતું; તે જ્યારે તેણે અર્જુને કૃષ્ણની સહાયતાથી ખાંડવ વનને બાળ્યું ત્યારે તેનું અજીર્ણ મટયું હતું.

**સાર**-જેમ બને તેમ થોડું જમવું-મિતાહારી રહેવું. અત્યંત આહાર કીધાથી અજીર્ણ થાય છે ને અજીર્ણ થવાથી શરીરમાં અનેક રોગ થાય છે. ઘણું ખાવાથી ગમે તેવો મજબુત પુરુષ હોય તો પણ માંદગીને પામે છે. જ્યારે ઘણું ખાવાથી અગ્નિને પણ અજીર્ણ થયું હતું તો પછી મનુષ્યને કેમ ન થાય?

**શિક્ષા**-પ્રયત્નવડે દોષોને દૂર કરવા, પણ કઠિન વ્રતોવડે શરીરને સૂકવી નાંખવું નહીં. જેમ કે કુંભકર્ણ તપ કરી નિદ્રા(નું વરદાન મેળવી)માં બેભાન રહેવા લાગ્યો. ૬૧

**દૃષ્ટાંત**-કુંભકર્ણે ઘણુ ઉગ્ર તપ કરવા માંડયું હતું. તપ કરતાં હજારો વર્ષો જ્યારે વિતી ગયાં ત્યારે બ્રહ્માએ પ્રસન્ન થઇ, તેની પાસે જઇ કહ્યું, 'પુત્ર, માગ; તારે શું જોઇએ છીએ?' આ વખતે કુંભકર્ણના મુખ ઉપર એવી રીતે સરસ્વતીએ વાસ કર્યો કે તેથી તેણે ઇંદ્રાસનને બદલે નિદ્રાસન માંગ્યુ. તે સાંભળીને બ્રહ્મા તથાસ્તુ એમ કહી ચાલ્યા ગયા. કુંભકર્ણમાં દોષ હતા તેથી તપથી કંઇ સાર્થક થયું નહિ.

**સાર**-તપ આદિ કરી શરીર પીડવાથી શો લાભ! મન ચોખ્ખું રાખી ધીમે ધીમે દોષોને દૂર કરવા. ઘણા લોકો વ્રતાદિ કરીને મરવા જેવા બની જાય છે, પણ તેમનાં અંતઃકરણો મલીન હોય છે, માટે તેમનાં પાતિક નાશ પામતાં નથી.

**શિક્ષા**-પૃથ્વી ઉપર ભાવિ પદાર્થોમાં દૃઢ આશા બાંધવી નહીં. રામ, રઘુ, શિબિ અને પાંડુ વગેરે રાજાએ (આજ) કયાં ગયા? ૬૨

**દૃષ્ટાંત**-પૃથ્વી ઉપર અમુક પદાર્થો છે તે 'મારા છે'

એમ દૃઢ આશા બાંધીને બેસવું નહીં, કારણ કે આપણે કંઈ અમર નથી કે તેમને સાચવી અનંત કાળ સુધી રહિશું. જુઓ! આ ભૂમિ ઉપર રામચંદ્ર રાજ્ય કરી ગયા; તે ભૂમિ રઘુના હાથમાં હતી; તેમાં શિબીએ અને પછી પાંડુએ એકચ્છત્ર રાજ્ય કર્યું હતું; પરંતુ તેઓનો નાશ થઇ ગયો. અને વળી તેમની ભૂમિ ઉપર બીજા રાજાઓ રાજ્ય કરે છે. તો તેવી ભૂમિ તથા ધન માટે શી મમતા!

**સાર**–મમતા છોડી સમ દૃષ્ટિથી જે વર્તે છે તે સુખી થાય છે.

**શિક્ષા**–ઘરડા માણસની વાણી, કૃત્ય અને શરીરના ચાળા પાડવા નહીં. મુનિના શરીરની મશ્કરી કરવાથી સાંબ કદરૂપો થયો. હતો. ૬૩

**દૃષ્ટાંત**–એક વખતે યાદવના છોકરાઓએ સાંબને પેટે લોઢું બાંધી તેને દુર્વાસા ઋષિની પાસે લઇ જઇને પૂછ્યું, મહારાજ, આને ગર્ભ રહ્યો છે તે શું અવતરશે? ઋષિ બોલ્યા. 'મુશલ'. તે ઉપરથી મુશળું આવ્યું હતું, અને તેનું શરીર કદરૂપું થઈ ગયું.

**સાર**–મહાનુભાવ મોટા પુરુષની મશ્કરી કરવી નહીં. કારણ કે તેથી પરિણામે માઠું ફળ નિપજે છે. તેઓ પોતાની સત્તાના બળવડે ક્ષણમાં નુકસાન કરી શકે છે.

**શિક્ષા**–હલકા લોકોને ઉપદેશ દેવામાં મિથ્યા પ્રયત્ન કરવો નહીં, કારણ કે શુક્રે છ નીતિના ગુણથી રક્ષણ કર્યા છતાં પણ દૈત્યનું કુલ નાશ પામ્યું હતું. ૬૪

**દૃષ્ટાંત**–શુક્રે પોતાના શિષ્ય દૈત્યોને–સામ, દામ, ભેદ, દંડ એ ચાર તથા સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવ આ છ નીતિ ગુણની સમજણ પાડી તે છતાં તેઓ મૂર્ખ રહ્યા હતા, અને પોતાનો બચાવ કરી શકતા નહિ.

**સાર**–મૂર્ખને જે કંઇ ઉપદેશ આપવો તે કેવળ ભેંસ આગળ ભાગવત તુલ્ય થઇ પડે છે.

**શિક્ષા**–સખ્ત અને લાંબું વેર કરનારા મનુષ્યના મનમાં ક્રોધ ઉપજાવવો નહીં. કારણ કે ચાણક્યે કોપને લીધે સાત* દિવસમાં નવ નંદનો નાશ કર્યો હતો. ૬૫

**દૃષ્ટાંત**–એક વખતે રાજા નંદે પોતાને ત્યાં શ્રાદ્ધમાં ઘણા બ્રાહ્મણોને જમવા નોંતર્યા હતા. જ્યારે સર્વ બ્રાહ્મણો જમવાને તૈયાર થયા તે વખતે નંદની નજરે ચાણક્ય પડ્યો. એ વિદ્વાન્ બ્રાહ્મણ એક આંખે કાણો હતો. શાસ્ત્ર પ્રમાણે પૂર્ણ અંગવાળા બ્રાહ્મણો શ્રાદ્ધમાં યોગ્ય ગણાય છે, પણ જેનું એકે અંગ હીન હોય તે કામ લાગતો નથી. આમ હોવાથી રાજાએ તેનું એક અંગ હીન જોઇ તેને બ્રાહ્મણની પંક્તિમાંથી ઉઠાડી મૂકયો. આ વખતે ચાણક્યને અતિ વસમું લાગ્યું, પણ શું કરે? તે વખતે બ્રહ્મસમાજમાંથી ઊઠી ગયો અને પ્રતિજ્ઞા કરી કે જો હું બ્રાહ્મણના વંશમાં જન્મ્યો હોઉં તો મારે આ નંદનો નાશ કરાવી તેનું રાજ્ય બીજાને અપાવ્યા પછીજ મસ્તકના છુટા કેશને બાંધવા, આમ પ્રતિજ્ઞા કરી. તે પ્રમાણે કર્યા પછી તેણે પોતાની ચોટલી બાંધી. (કથા સરિત્ સાગર.)

**સાર**–આ રાજનીતિનું વાક્ય છે, છતાં સંસાર વ્યવહારમાં પણ તેનો ઉપયોગ ઠીક થાય. વિદ્વાનની વિદ્વત્તા તપાસવી, પણ તેના અંગ સાથે શું કામ છે? તેમજ અસમ્ય વૈર કરનારા ક્રોધીને કદી પણ તે ક્રોધાયમાન થાય તેમ કરવું નહિ.

**શિક્ષા**–કોઇએ તપઃ પ્રભાવથી પ્રકાશમાન્ એવી સતીને કોપાવવી નહીં. કારણ કે કોપાવેલી વેદવતીએ રાવણને મારવા માટે પોતાના શરીરનો ત્યાગ કર્યો હતો. ૬૬

**દૃષ્ટાંત**–બૃહસ્પતિના પુત્ર કુશધ્વજ વનમાં તપ કરતા હતા તેમને વેદવતી નામની પુત્રી જન્મી. ત્યારે તેમણે વિચાર કર્યો કે આ પુત્રીને વિષ્ણુ વેરે વરાવવી; બીજો કોઇ યોગ્ય વર નથી. આવા વિચારમાં ને વિચારમાં તે મરી ગયા.

---

* એમ તો બન્યું નથી.

પછી એક વખતે તે પુત્રી વેદવતી વનમાં તપ કરતી હતી એવામાં રાવણ ત્યાંથી નિકળ્યો, તેને નજરે આ કન્યા પડી. રાવણ તેના કોમળ સુંદર અવયવો જોઇ બોલ્યો–'અરે સ્ત્રી, તું આ ભયંકર વનમાં તારા શરીરને કષ્ટ આપી અનુચિત તપ કરી અતિ દુઃખમાં દહાડા શા માટે ગાળે છે? મારી સાથે પરણીને મારા મહેલમાં રહે. આ કાંટાવાળા પ્રદેશમાં તને કેમ રહેવું ગમે છે?' તે સાંભળી વેદવતીએ ગુસ્સો કર્યો. લંપટ રાવણે તેનો ચોટલો પકડ્યો, એટલે વેદવતી તેના હાથમાંથી પોતાના કેશને છોડાવી એકદમ બોલી ઉઠી કે, 'જા બીજે જન્મે હું તારા પ્રાણ લઇશ.' આમ બોલી તરત ચિતા ખડકી તેમાં અગ્નિ સળગાવી પોતે બળી મુઇ; અને બીજે જન્મે તેણે સીતા રૂપે રાવણના પ્રાણ લીધા હતા.

**સાર**–ધર્મપરાયણ વર્તનારને ધર્મમાંથી ચળાયમાન થવાનું કહેવું એમાં શ્રેય નથી. તેમજ પવિત્ર સ્ત્રીએ મનસા–વાચા વરેલા પતિનો ત્યાગ કરવો નહિ. કદી કુટિલજન ધર્મથી ભ્રષ્ટ કરાવવાનો પ્રયત્ન કરે, તોપણ પ્રાણ જતાં પર્યંત પાતિવ્રત્યનું રક્ષણ કરવું.

**શિક્ષા**–વિદ્યા અને વિનય બતાવનારા ગુરુની, ભક્તિથી આરાધના કરવી; કારણ કે પ્રસન્ન થયેલા વિશ્વામિત્રે રામને અસ્ત્રવિદ્યા આપી હતી. ૬૭

**દૃષ્ટાંત**–ઋષિ વિશ્વામિત્ર પોતાના આશ્રમમાં યજ્ઞ કરતા હતા ત્યારે રાક્ષસો આવી તેમને વિઘ્ન કરતા હતા. તે અડચણ મટાડવા માટે વિશ્વામિત્ર દશરથને ઘેર ગયા અને તે રાજાને કહ્યું કે મારા યજ્ઞમાં રાક્ષસો અપવિત્ર વસ્તુ નાંખી જાય છે માટે યજ્ઞવિધિ સાંગોપાંગ પાર પાડવા તમારા બે કુમાર મને સોંપો તો સારું. દશરથ પોતાના પુત્રોને ઘણા નાના જોઇ વિચારમાં પડ્યા કે આને બાળકો કેમ અપાય? તેથી બોલ્યા કે 'તે તો બાળક છે, માટે મને કહો તો હું આવું.' તે ઉપરથી ઋષિ ગુસ્સો કરીને પોતાને આશ્રમે જવા તૈયાર થયા એટલે દશરથે શાપથી

કરી પોતાના બે કુમાર તેમને સોંપ્યા. આ કુમારોએ પોતાની કળાથી ઋષિને રાજી કર્યા, તે ઉપરથી ઋષિએ પ્રસન્ન થઈ તેમને અસ્ત્રવિદ્યા શીખવી હતી.

**સાર**–ગુરુની (મોટા પુરુષની–ગુણવાનની) જો ભક્તિ કરીએ તો તે પોતાના અંતઃકરણથી વિદ્યા ભણાવે છે અને અંતઃકરણના પ્રેમપૂર્વક બતાવેલી વિદ્યા જે ફળ આપે છે તે ફળ સારી રીતે બતાવેલી વિદ્યાથી મળી શકતું નથી.

**શિક્ષા**–જે અવશ્ય આપવાનું ધન હોય તે પારકા દબાવનારા દબાવીને લે તે કરતાં આપણે આપવું (રૂડું છે). દ્રોણાચાર્યે દ્રુપદને કેદ કરીને તેનું રાજ્ય પાછું તેને આપ્યું હતું. ૬૮

**દૃષ્ટાંત**–પૂર્વે બાલ્યાવસ્થામાં દ્રોણાચાર્ય અને દ્રુપદને ગાઢો સ્નેહ હતો. તે આશ્રમમાં સાથેજ રમતા, સાથેજ જમતા અને મમતાળુ મિત્ર તરીકે રહેતા હતા. દ્રુપદ, દ્રોણાચાર્યથી પ્રસન્ન થયો ત્યારે કહ્યું કે હું જ્યારે ગાદીપતિ થાઉં ત્યારે તું આવજે તને નિહાલ કરીશ. પછી જ્યારે દ્રુપદ ગાદીપતિ થયો તે વેળા દ્રોણાચાર્ય તેની પાસે એક ગાય લેવા ગયા. તે વખતે દ્રુપદ રાજાએ અહંકાર કરીને કહ્યું કે રાજાના મિત્ર તો રાજાજ હોય–અર્થાત્ તમે ભિક્ષુક અમારા મિત્ર ન હો. આવાં ગર્વનાં વેણ દ્રોણની છાતીમાં વજ્ર પેઠે ચોંટયાં. પરંતુ તેનું વૈર કેમ લેવું તેની ચિંતામાં ઘણાં વર્ષો વીતી ગયાં. પછી જ્યારે કૌરવો અને પાંડવો તેમની પાસે શસ્ત્રવિદ્યા શિખવા લાગ્યા, અને અધ્યયન પુરૂં થઇ રહ્યા પછી તેઓએ ગુરુ પાસે પ્રાર્થના કરી કે 'મહારાજ, તમે ગુરુદક્ષિણા માગો, એટલે અમે આપને આપી અનૃણિ થઇએ.' ત્યારે દ્રોણ બોલ્યા, 'દ્રુપદને બાંધીને અહીં લઇ આવો એટલે ગુરુ દક્ષિણા મળી એમ માનીશ.' તે સાંભળીને પાંડવોએ કહ્યું કે પ્રથમ કૌરવોને મોકલો અને પછી અમો જઇશું. ગુરુ બોલ્યા ઠીક. પછી કૌરવો ત્યાંથી રથમાં બેસીને ચાલ્યા, અને પાંચાળ નગરપર પ્રથમ કૌરવોએ ચઢાઇ કરી. દ્રુપદ પણ શેહેરની બહાર નિકળ્યો

અને યુદ્ધમાં કૌરવોને હાંકી કાઢયા. પછી પાંડવો (અર્જુનાદિ) ચઢયા. તેમણે દ્રુપદની સેનાને હરાવી, દ્રુપદને કેદ કરી, ગુરુ પાસે બાંધી આણ્યો. ગુરુ દ્રુપદને જોઈ બોલ્યા-રાજા તે દિવસે તું જે અહંકારનું વચન બોલ્યો હતો તે યાદ છે? "રાજા રાજાનો મિત્ર હોય" તે વચન ભુલી તો નથી ગયો? રાજા શરમથી નીચું જોઈ ગયો અને કશું બોલ્યો નહીં. પછી દ્રોણે દ્રુપદને અર્ધ રાજ્ય આપી અર્ધ પોતાને કબજે કરી લીધું.

**સાર**-ગમે તેવી ઉંચી પદવી-ધન-દોલત હોય તોપણ તે સમે માણસે અહંકાર કરવો નહીં; અહંકાર કરવાથી માઠી દશા આવે છે ત્યારે પાછું પોતાને નીચું જોવું પડે છે.

**શિક્ષા**-પરસ્પર ધર્મ અર્થ અને કામમાં બાધ ન આવે તેમ ધર્મ, અર્થ અને કામ સેવવો. કારણ કે સગર આદિ રાજાઓ ધર્મ, અર્થ અને કામને સાધનારા હતા. ૬૯

**સાર**-એવી રીતે દ્રવ્ય સંપાદન કરવું કે જેમાં કંઈ પણ દૂષણ લાગે નહીં, અનીતિ પણ થાય નહીં, અને ધર્મને હાનિ પહોંચે નહીં. તેમ કામના પણ યોગ્ય રીતે ધનમાંથી પૂરી પાડવી. તેમ ધર્મ પણ એવી રીતે કરવો કે જેમાં આપણને છેવટે પસ્તાવું પડે નહીં. આવી રીતે જો ધર્મ, અર્થ અને કામ સંપાદન કરવામાં આવે તો અવશ્ય સુખ મળે છે.

**શિક્ષા**-પોતાનું કુલ પોતાના સમાન હોય અથવા તો અધિક હોય પરંતુ તે કુલ કરતાં વધવાની આશા રાખવી. રઘુનો વંશ ઘણો ઉંચો હતો તો પણ રામ પોતાના રઘુકુલમાં અધિક મોટા થયા. ૭૦

**સાર**-રામ રાજાની શ્રેષ્ઠતા તથા રઘુ કુળના મહિમા માટે રામાયણ તથા રઘુવંશ જોવા. તેમાં રાઘવની મોટાઇનું સારૂં વર્ણન છે. માણસે જેમ બને તેમ મોટા થવાની (સત્વગુણી થવાની) ઇચ્છા કરવી; પરંતુ (મિથ્યા) મોટાઈ જણાવવી નહીં. જો પોતામાંજ ઉત્તમ ગુણો વાસ કરીને રહ્યા હોય તો કસ્તૂરીની માફક તે બેહેક્યા વગર રહેતા નથી.

**શિક્ષા**–હમેશાં પોતાના શરીરને તીર્થના જલવડે પવિત્ર અને પ્રકાશિત કરવું. પાંડવો લોમશ પાસેથી તીર્થનું માહાત્મ્ય સાંભળી તે તે ઇષ્ટ તીર્થ વડે કૃતાર્થપણાને પામ્યા હતા. ૭૧

**સાર**–મહાત્મા પાસેથી ઉત્તમ તીર્થનાં વર્ણન સાંભળવાં અને વખત આવે ત્યારે તેની યાત્રા કરવી. જ્યારે આપણે તીર્થમાં જઇશું ત્યારે જેવી ધર્મની લાગણી આપણા મન ઉપર થશે, તેવી લાગણી સાધારણ ઘર કે બીજા સ્થાનમાં પ્રવૃત્તિવાન્ મનુષ્યને થતી નથી. એટલા માટે ધર્મશાસ્ત્ર પણ તીર્થાટન કરવાનો ઉપદેશ કરે છે.

**શિક્ષા**–દુઃખને વખતે ઉપયોગમાં આવે એવી કલા-(સંપાદન કરવા)માં શ્રમ લેવો. જેમકે વિરાટ રાજાને ઘેર અર્જુન નટ બનીને રહ્યો હતો. ૭૨

**દૃષ્ટાંત**–પાંડવો દ્યૂતમાં હાર્યા પછી એવો ઠરાવ કરીને છેલ્લા રમ્યા કે બાર વર્ષ વનમાં ને એક વર્ષ ગુપ્ત રહેવું. દ્યૂતમાં યુધિષ્ઠિર હાર્યા ને પાંચ પાંડવ અને દ્રૌપદી એ સઘળાં વનમાં ગયાં. બાર વર્ષ વનમાં કાઢ્યા પછી તેરમે વર્ષે ગુપ્ત રેહેવાનો વિચાર કીધો ને ઠરાવ્યું કે આપણે વિરાટ રાજાના આશ્રય નિચે જવું; અને તેને જણાવ્યું કે મહારાજ અમે પાંડવોના ઘરના નોકરો છીએ, પરંતુ તેઓ પોતાના રાજ્યથી દૂર થઇ વનમાં ગયા માટે હવે અમે તમારી સેવા કરવાની આશાએ અહીં આવ્યા છીએ. વિરાટે તે સાંભળીને તેઓની યથાયોગ્ય નિમણુક કરી. યુધિષ્ઠિરને દ્યૂતશાળાનો ઉપરી કીધો ને તેનું નામ કંક રાખ્યું. ભીમ રસોઈઓ થયો ને બલ્લવ નામે રહ્યો. સહદેવ તંતીપાળ નામે ગાય ઢોર ચારવા રહ્યો ને નકુલ ગ્રંથિક એવે નામે અશ્વશાળા ઉપર રહ્યો; ત્યારે અર્જુન બૃહન્નટા નામ ધરી જનાનખાનામાં નૃત્ય કળા શિખવવા રહ્યો હતો.

**સાર**–અર્જુનને નૃત્ય આવડતું હતું તો ત્યાં કામ લાગ્યું, પણ તે બાબતમાં જો અજાણ હત તો પોતાની માગણીમાં ફત્તેહ પામત નહીં. માટે માણસે ગમે તેમ પણ

કોઇ જાતનો હુન્નર–શ્રીમંતાઇમાં પણ શીખવો; કારણ કે શીખેલું કોઇ વખતે કામ લાગે છે.

**શિક્ષા**–જેની બુદ્ધિ આસક્ત છતાં પણ જો વૈરાગ્યવાળી હોય તો તે પ્રીતિ અને વિષયનો ભોગ કર્યે છતાં પણ તેમાં લપટાતો નથી. જેમ જનક રાજા રાજ્ય ચલાવતા હતા તો પણ જલમાં પડેલા કમળની માફક તેમાં લપટાયા ન હોતા. ૭૩

**દૃષ્ટાંત**–જનક રાજા–જાનકીના પિતા બહુ વૈરાગ્ય વૃત્તિના હતા. એ પોતાનું રાજ્ય ચલાવતા તો પણ યોગી–વિદેહી કહેવાયા છે: કારણ કે તે રાજ્યની ખટપટમાં બંધાયા ન હોતા. એ એટલા બધા આત્મનિષ્ઠ હતા કે એક વખતે એમની નગરી સળગવા માંડી, તો પણ ઈશ્વર આરાધનામાંથી ચળ્યા નહિ ને કહ્યું કે એમાં મારૂં કંઇ બળતું નથી. મારૂં છે શું?

**સાર**–મનુષ્યે સઘળા રંગભોગનો ઉપયોગ કરવો પણ અંતઃકરણથી તેમાં લપટાઈ તન્મય થવું નહીં, કારણ કે એકની એક બાબતને જો વળગી રહીએ તો ઉલટું પરિણામ નઠારૂં આવે છે. ઉદાહરણ–સાકર જો કે ગળી છે અને તેનો ગુણ સારો છે પણ ચાવીએ તો ઝાડા થાય છે. માટે થોડું સર્વ મીઠું; અતિ સર્વત્ર વર્જયેત્.

**શિક્ષા**–પોતાનો શિષ્ય ન હોય તેની પાસેથી કંઇ પણ સેવાની આશા ન રાખે તો તેને મોટાઇ મળે, પણ સેવાનો લોભ કરે તો મોટાઇ મળતી નથી. જેમકે બૃહસ્પતિ સંવર્તની પાસે યજ્ઞની માંગણી કરીને અત્યંત હલકા પડયા હતા. ૭૪

**દૃષ્ટાંત**–મૃત્યુલોકમાં એક સંવર્ત રાજા રહેતો હતો; તેને યજ્ઞ કરવાની ઇચ્છા થઇ. એટલે તે હિમાલયના વનમાં જ્યાં શંકર બિરાજમાન હતા ત્યાં ગયો; અને તેમની સ્તુતિ કરવા માંડી. શંકર સંવર્તની સ્તુતિ સાંભળી ઘણા પ્રસન્ન થયા અને બોલ્યા કે જા તારી યજ્ઞની સર્વ સામગ્રી સુવર્ણમય થશે. રાજા, શંકરની આજ્ઞા માથે ચડાવી

પોતાને ઘેર ગયો અને યજ્ઞમાં વાપરવાનાં સર્વ વાસણો સુવર્ણનાં કરાવ્યાં. પછી જુદા જુદા બ્રાહ્મણોને તેડાવ્યા અને યજ્ઞનો સમારંભ કર્યો. તે વાર્ત્તા બૃહસ્પતિના જાણવામાં આવી; કે તે અત્યંત ખેદ કરવા લાગ્યા અને છેવટે તે ખેદમાં દુબળા પડી ગયા. એક વખતે તેને ઘેર ઇંદ્ર આવ્યો તેણે પૂછ્યું કે 'મહારાજ, આપ ઉદાસીમાં કેમ છો? મારા જેવા આપના સેવક તૈયાર છે, ત્યાં આપને ચિંતા શાની? કહો, શા વિચારમાં દુબળા દેખાઓ છો?' તે સાંભળી બૃહસ્પતિ બોલ્યા–'ઇંદ્ર, મૃત્યુલોકમાં સંવર્ત રાજા યજ્ઞ કરે છે, તેના યજ્ઞમાં પાત્ર માત્ર સુવર્ણનાં છે અને મોટા ઋષિયો ત્યાં યજ્ઞ કરવા પધારેલા છે. મહારાજ, તે રાજા આવો અપૂર્વ સુવર્ણમય–દૈવી યજ્ઞ કરે છે પણ તેમાં આચાર્ય તરીકે મારી નિમણુંક કરી નથી માટે મને અફસોસ થાય છે.' ઇંદ્રે કહ્યું–'મહારાજ, આપણે અગ્નિને ત્યાં મોકલી તમારી આચાર્યની પદવી માટે કહેવરાવીએ.' એમ કહી તરત અગ્નિને તેડાવી સર્વ વાર્તા સમજાવી સંવર્તના યજ્ઞમાં મોકલ્યો.

અગ્નિ સંવર્તના યજ્ઞમાં ગયો અને કહ્યું કે બૃહસ્પતિએ તમને કેહેવરાવ્યું છે કે યજ્ઞમાં આચાર્ય પદ મને આપો. તે સાંભળી સંવર્તે કહ્યું કે, 'કારણ? તેમ કદી પણ થશે નહીં. તે મોટા છે, ઇન્દ્રના ગુરુ છે, વેદવિદ્યાનિધિ છે, પણ અમારા મનુષ્યના યજ્ઞમાં તેમને આચાર્ય પદ યોગ્ય ગણાય નહીં, માટે અમે તેમને આચાર્ય પદ આપીશું નહીં.' તે સાંભળીને અગ્નિદેવ બોલ્યા–'યજ્ઞમાં મુખ્ય દેવતાઓ ગણાય છે, તેમાં પણ યજ્ઞના દેવ ઇંદ્ર છે, માટે ઇંદ્રના ગુરુને જો મોટી જગ્યાએ નિમશો તો તમને પણ ઉત્તમ સ્થાન મળશે. તોપણ સંવર્તે ના પાડી. તુરતજ અગ્નિ પાછા સ્વર્ગમાં ગયા અને બૃહસ્પતિને કહ્યું કે સંવર્તે તમારી આચાર્ય પદવી સ્વીકારી નહીં ને કેહેવરાવ્યું છે કે તે વેદવિદ્યાનિધિ છે, દેવગુરુ છે, પરંતુ અમારા મનુષ્યના યજ્ઞમાં તેમને આચાર્ય પદવી ઉચિત ગણાય નહીં, માટે તે કામ તેમના પાસે કરાવવા અમે રાજી નથી. તે સાંભળતાં બૃહસ્પતિ નીચું મુખ કરી શરમાઈ ગયા.

**સાર**–જ્યાં પોતા ઉપર પ્રેમ–ભક્તિ હોય ત્યાંજ વસ્તુની માંગણી કરવી, પણ જ્યાં અપમાન થાય તેમ હોય ત્યાં વસ્તુની માંગણી કરવી નહીં. તથાપિ જો કોઇ માંગણી કરે તો તે અપમાનજ પામે છે.

**શિક્ષા**–ઘણી પ્રીતિ બતાવનારી છતાં પણ વ્યભિચારિણી નારીનો ત્યાગ કરવો. પણ ચંદ્રે ભોગવેલી નિંદાપાત્ર છતાં પણ તારા નામની સ્ત્રી બૃહસ્પતિને અધિક પ્રીતિ કરનારી થઈ પડી હતી તેમ રાખવું નહીં. ૭૫

**દૃષ્ટાંત**–એક સમે બૃહસ્પતિની સ્ત્રી તારાનું ચંદ્રમાએ હરણ કર્યું હતું, ને તારા સાથે ગમન કરી તેનાથી બુદ્ધને ઉત્પન્ન કીધો હતો. બૃહસ્પતિએ પોતાની સ્ત્રી ચંદ્ર હરી ગયો છે એમ જાણી ઈંદ્રને કહ્યું, તેથી ઇંદ્ર ચંદ્ર સામા લડવા ગયો. ચંદ્ર શુક્રાચાર્યને શરણે ગયો. બંનો સેના વચ્ચે ઘણો કલહ ચાલ્યો, ને કોઇ હઠયું નહિ. પછી વિષ્ણુએ આવીને સમાધાન કીધું; ને બૃહસ્પતિ પોતાની સ્ત્રી તારાને ઘણા આદર સાથે તેડી ગયા. બુદ્ધ તે ચંદ્ર પાસે રહ્યો.

**સાર**–નીચ સ્ત્રીને પાછી ઘરમાં પેસવા દેવી જોઇએ નહીં, કારણ કે તેવી નારીથી ઘણાં માઠાં પરિણામ નિપજે છે.

**શિક્ષા**–ગીત વાદિત્રમાં લીન થઇ રમત ગમતમાં વ્યસની થવું નહીં. વીણાના વિનોદમાં લીન થયેલો વત્સેશ રાજા શત્રુને હાથે પકડાયો હતો. ૭૬

**દૃષ્ટાંત**–ચંડમહાસેન નામનો એક રાજા હતો. તેની પુત્રી વાસવદત્તા નામની હતી. આને ભૂતલની ઉર્વશી કહીએ તો કહી શકાય એમ હતું. રાજા વત્સેશ આ કન્યાને જોઇને તે પર ઘણોજ મોહિત થયો. જેટલે દરજ્જે રાજા વત્સેશના અંતઃકરણમાં વાસવદત્તા ઉપર વહાલ હતું તે કરતાં અધિક કન્યાના પિતાનો આગ્રહ વત્સેશની સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરવાનો હતો. પરંતુ વત્સેશ ઘણો અભિમાની હતો તેથી તેણે એવી હઠ લીધી કે હું તો મારે ઘેર પરણું, તેને ત્યાં તો કદી પણ પરણવા જવાનો નથી. ચંડમહાસેને એવો આગ્રહ કર્યો કે બનતાં

સુધી તેને બાંધીને પણ અહીં લઇ આવીને મારે પરણાવવો. આમ એક બીજામાં ઘણા દિવસ તાણ ખેંચ ચાલી, પણ કોઇનો મનોરથ પૂર્ણ થયો નહીં.

મોટા માણસોમાં પણ એક જાતનો દોષ હોય છે. ચંદ્રને કલંક ને ગુલાબને કાંટા. રાજા વત્સેશમાં પણ તે માફક એક વીણા વગાડવામાં લીનતારૂપ અતિશય મોટો દોષ હતો; તે તેને ભવિષ્યમાં દુ:ખી કરનાર હતો.

પછી રાજા ચંડમહાસેને પોતાના માણસો મારફતે તેના દોષો જાણી લઇ, એક મોટો લાકડાનો હાથી બનાવી તેની ઉપર મરેલા હાથીનું ચામડું મઢી, તેમાં ગુપ્ત માણુ-સો પૂર્યાં કે જે વત્સેશ રાજાને તરત પકડી લે. ચંડમહાસેને પછી આ હાથીને વિંધ્ય પર્વતમાં છુટો મૂકયો. એવામાં વત્સેશ રાજાના માણસોએ તે હાથીને જોયો એટલે તેમણે પો-તાના રાજાને વાત કરી કે તરત તે રાજા તે હાથીનો શિકાર કરવા માટે વિંધ્યાચલના વનમાં ગયો, અને ત્યાં હાથીથી ઘણે દૂર પોતાનો પડાવ નાંખી પોતે તે હાથીને પોતાની પાસે બોલાવવા માટે વીણા વગાડવા મંડયો, અને તેના સૂરમાં તલ્લીન થયો કે તુરત હાથીમાં રહેલાં ગુપ્ત માણસોએ બહાર નિકળી તે વત્સેશરાજને પકડી કેદ કર્યો ને પરણાવ્યો હતો. આવી રીતે ગાયનના વ્યસનને લીધે વત્સેશરાજને કેદ થવું પડયું હતું.

**સાર**—કોઇપણ જાતનું બહુ વ્યસન રાખવું નહીં. કેટલાંક વ્યસનો ઘણાં ગુણદાયક છે, પરંતુ ઇશ્વર ભક્તિના વ્યસન વગરનાં સર્વે વ્યસનો અંતે પણ અસારરૂપ છે.

**શિક્ષા**—પુષ્પ જેવી કોમળ સ્ત્રી ઉપર સખ્તાઇ કરીને તેને ઉદાસી કરવી નહીં; કારણ કે સૂર્યે પોતાની સ્ત્રીને નિર્ભય કરવા માટે પોતાનું તેજ ઓછું કરાવ્યું હતું. ૭૭

**દૃષ્ટાંત**—સૂર્ય વિશ્વકર્માની પુત્રી છાયાવેરે પરણ્યા હતા. છાયા સૂર્યની સાથે પરણીને જ્યારે સાસરે આવી ત્યારે તે પોતાના પતિનું તેજ સહન કરી શકી નહીં; તેથી તે બાબત પોતાના પિતાને જણાવી. તેના પિતાએ એકદમ સૂર્યને બોલાવી પોતાના ઘરમાં સરાણ હતી તે ઉપર ચડાવીને તેમનું

તેજ ઓછું કર્યું, એવી પુરાણમાં કથા છે. તે દિવસથી છાયા સુખે રહેવા લાગી.

**સાર**-પુરુષોએ સ્ત્રીઓને પોતાની સખ્તાઇ બતાવવી નહીં. કારણ કે તેમ કરવાથી તરત આવેલી નવલ મુગ્ધા વધૂઓ ઉલટી ગાભરી બને છે અને તેમ કરનારા સ્વામી ઉપર કમ વિશ્વાસ રાખે છે. માટે પતિ જો કોમળ વાણીથી પ્રથમ સાસરે આવેલીને વશ કરવા ધારે તો તરત વશ થઇ શકે છે. (આ ઉપરથી અમારૂં કહેવું એમ નથી કે સ્ત્રી જેમ નચાવે તેમ નાચવું, પણ યથોચિત વ્યવહારે સ્ત્રીઓ સાથે વર્તે તો તેનો સંસાર સુખ આનંદમાં ચાલે છે.)

**શિક્ષા**-માણસે કમળની માફક પોતાનો કોષ ધૂર્ત ભ્રમર પાસે લૂટાવી દેવો નહીં. દેવતાઓએ ક્રમ પ્રમાણે સઘળી વસ્તુ લઇ લીધી, તેથી સમુદ્ર લક્ષ્મી વગરનો થઇ ગયો છે. ૭૮

**દૃષ્ટાંત**-દેવતાઓ સમુદ્રનું મથન કરવા લાગ્યા ત્યારે સમુદ્રે તેમને પોતાની અંદર રહેલી અમૂલ્ય વસ્તુઓ આપવા માંડી. જેમ જેમ ઉત્તમ વસ્તુ મળતી ગઇ તેમ તેમ દેવતાઓ તેનું મથન કરતા ગયા અને છેવટે સમુદ્રને નિર્ધન કરી મૂકયો. તે દિવસથી ઉલટો તે રત્નાગર છતાં રત્ન વગરનો થયો છે; અને તેનામાં ખારાશ આવી છે.

**સાર**-દાન આપવું, પરંતુ સઘળું આપીને બાવા થવું નહીં. તેમ યાચકની મીઠી વાણી ઉપર રાચીને ફુલાઇ પણ જવું નહીં, કારણ કે તેમ કરેથી પરિણામે દરિદ્રતારૂપ દુઃખ વેઠવું પડે છે.

**શિક્ષા**-ઉપદેશરૂપી અમૃત મળ્યું હોય તે ફૂટેલા ઘડાની માફક ત્યાગ કરવું નહીં. અર્જુનને ગીતાના અર્થનું વિસ્મરણ થવાથી તેણે ઇર્ષ્યા સહિત કલહ કર્યો હતો. ૭૯

**દૃષ્ટાંત**-શ્રીકૃષ્ણે અર્જુનને જ્ઞાનની ખાતર ગીતા સંભળાવી તો પણ અર્જુને તેમાં કહેલા ઉપદેશને બરાબર યાદ રાખ્યો નહીં, તેથી કૌરવની સાથે યુદ્ધ કર્યું અને તેઓનો નાશ કર્યો.

**સાર**–કોઈ પણ ગમે તેમ ઉપદેશ તરીકે જે કંઈ કહે, તે ઉપદેશ અક્ષરે અક્ષર સાંભળી પોતાના મનમાં ઉતારવો અને પછી સારાસાર વિચાર કરી આગળ પગલું ભરવું.

કવિનો હેતુ એવો જણાય છે કે ગીતા જેવું ઉત્તમ જ્ઞાન પ્રભુ મુખથી સાંભળ્યા પછી પણ અર્જુનને સંસાર વાસના રહી એ આશ્ચર્ય છે.

**શિક્ષા**–સમજુ માણસોએ કોઇ દિવસ પણ (પોતાની હયાતિમાં) રાજ્ય, પુત્રને આધીન કરવું નહીં. કારણ કે ધૃતરાષ્ટ્ર પુત્રને રાજ્ય અર્પણ કરી અત્યંત માનભ્રષ્ટ થયો હતો. ૮૦

**દૃષ્ટાંત**–ધૃતરાષ્ટ્ર પોતે આંધળો હતો, એટલે પોતાની હૈયાતીમાંજ રાજ્યની લગામ પોતાના વડા પુત્ર દુર્યોધનને સોંપી હતી. દુર્યોધન જો કે ઘણો શૂરવીર હતો, તો પણ તેનામાં એક એવી ટેવ હતી કે જે કોઈ દિવસ પણ તેનો ઉદય જોવાને ચહાતી ન હોતી. આનું નામ ઈર્ષા હતું. તેને લીધે તે કોઈ સ્થળે પણ પ્રતિષ્ઠા પામતો ન હતો અને પોતાનાં ઘરમાં અહંતામાં મૂઢ બની ઘરના ઘરડાઓને સુકાએલાં ઝરડાં જેવા ગણતો હતો. આથી તેને ઘણા ગેરફાયદા થયા અને છેવટે મરણ પણ તેવાજ કારણથી પામ્યો. તે ધૃતરાષ્ટ્રને રાજ્યપદથી હમેશાં નિંદતો હતો, તેનું માન રાખતો નહિ, અને રાજા છતાં ધૃતરાષ્ટ્ર પરતંત્રપણાથી રહેતો હતો.

**સાર**–પોતાની હૈયાતીમાં પુત્રને ધન દોલત કે રાજકાજ સોંપવાથી તેના મનમાં એમ આવે છે કે મારા પિતામાં હવે કંઇ માલ નથી; પછી તે પિતાને ગણકારતો નથી, ને બીજાઓ તો ધનસત્તાવાનને માન આપે છે. સંતાનના હાથમાં દ્રવ્યસત્તા આવવાથી તે અંધ થાય છે, મસ્ત થાય છે ને એક જુવાની તથા બીજું ધન મળેથી યથેચ્છ વર્તે છે. આમ કરવાથી પિતા પોતાનું અને પુત્રનું બન્નેનું બૂરૂં કરે છે.

**શિક્ષા**–શત્રુપક્ષના હોવાથી દૂષણ આપવા લાયક હોય, એવા લોકોની કાંધ ઉપર કાર્ય નાંખવું નહીં; કારણ કે શલ્યે કરેલા અપમાનથી કર્ણ પ્રતાપ વગરનો થઇ ગયો હતો. ૮૧

**દૃષ્ટાંત**-મહાભારતના યુદ્ધમાં કર્ણ લડવાને તૈયાર થયો, પણ તેને યોગ્ય સારથી નહિ હતો; ત્યારે અર્જુનના મામા શલ્યને દુર્યોધને સારથી ઠરાવ્યો, ને તેને કહ્યું કે જેમ શ્રી કૃષ્ણ અર્જુનના સારથી છે તેમ તું મહાબલવાન્ કર્ણનો સારથી છે. આમ ગર્વથી ફુલાઇ, રાજા છતાં શલ્ય સારથી થયો. કર્ણ રથમાં બેઠો અને શલ્યરાજા તેના સારથી તરીકે રથ હાંકવા લાગ્યો. શલ્ય માદ્રિનો ભાઇ થાય, એટલે પાંડવોનો મામો થતો હતો. એક સમે તે પાંડવોને મળવા આવતો હતો, તેવામાં એક વિશ્રામ સ્થળ જોઇને અત્યંત પ્રસન્ન થયો. તેણે તે વેળાએ કહ્યું કે આ જગાએ જે કોઇ કુંજ બંધાવે તે જે માંગે તે આપું. તુર્તજ દુર્યોધન હાજર થયો ને તેમ કીધું; ને કહ્યું કે તમે મને સેના સાથે મદદ કરો. ધર્મ સંકટ આવ્યું, પણ શલ્યે તો વેણ પાળ્યું. યુધિષ્ઠિરને તે મળવા ગયો, ત્યારે ધર્મરાજે કહ્યું કે ફીકર નહિ, પણ તમે કર્ણના સારથી થાઓ, ત્યારે તેનું તેજ હરજો. તેજ એ-ટલે ગર્વ. હવે જ્યારે એ સારથી થયો ત્યારે પૂર્વનો સંકેત, તથા ભાણેજોનું હિત ધારી શલ્યે રથ હાંકતાં હાંકતાં કર્ણનો તિરસ્કાર કરીને કહ્યું કે તારામાં એવું બળ નથી કે તું અર્જુનને જીતી શકે; તે મહા પ્રતાપી છે. આવાં વચન સુણવાથી કર્ણની લડાઇમાં જે હોંસ હતી તે ઉલટી નાશ થઇ ગઇ.

**સાર**-શત્રુના પક્ષનો જે માણસ હોય તે કર્મ જોગે કદી વિપક્ષમાં દાખલ થયો તો પણ તેના ઉપર કોઇ કાર્ય-નો ભરોંસો રાખવો નહીં. કારણ કે તે ગમે તેમ આડો વર્તી કાર્ય સિદ્ધિનો નાશ કરે છે.

**શિક્ષા**-જ્યાં સુધી મોટેરા તરફથી માન મળે નહીં ત્યાં સુધી ફળમાં ક્લેશ મળેજ. જેમકે શંકરે ચંદ્રમાને માથે ધારણ કરેલો છે તો પણ તે ક્ષીણજ રહે છે. ૮૨

**દૃષ્ટાંત**-ચંદ્રમા દક્ષની સત્તાવિશ કન્યાને પરણ્યો હતો, પરંતુ તે સઘળીમાં રોહિણીનેજ તે માન આપતો હતો. આ ઉપરથી બીજી કન્યાઓએ તેમના પિતા પાસે જઇને વાત

કરી. તે ઉપરથી દક્ષે ગુસ્સો કરીને ચંદ્રમાને શાપ આપ્યો કે જા તું ક્ષીણ રહીશ એટલે કે તને ક્ષયનું દરદ થશે.

આ શાપ જે દિવસથી થયો તે દિવસથી તે શંકરના મસ્તક મણિની જગોને જો કે પામ્યો છે, તો પણ મોટેરાનો ધિઃકાર મળવાથી પાછો વૃદ્ધિ પામવાને શક્તિમાન્ થયો નથી.

**સાર**—મનુષ્ય કે દેવતાને ગમે તે દરજ્જો મળે, પરંતુ જ્યાંસુધી તે પોતાના પક્ષમાં મોટેરાથી માન પામતો નથી ત્યાં સુધી તેના ચેહેરા ઉપર મોટાઇની લાલાસ આવતી નથી. માટે ગમે તેમ ઉપાયથી પોતાના ગુરુ-કુટુંબી વર્ગમાં માન મેળવવાની ઉત્કંઠા રાખવી.

**શિક્ષા**-સત્પુરુષોએ પાળેલો, શ્રુતિ અને સ્મૃતિમાં કહેલો આચાર ત્યાગ કરવો નહીં, પણ પાળવો. સત્ય ધર્મમાંથી ભ્રષ્ટ થવાને લીધે દૈત્યોની લક્ષ્મીનો નાશ થઇ ગયો છે. ૮૩

**સાર**—આપણે વિચારીશું તો સ્પષ્ટ જણાઇ આવશે કે સરલ માર્ગમાં જનારા માણસને કોઇ પણ રીતે અડચણ પડતી નથી. ઘણા લોકો પોતાની અલ્પ મતિના આંધળીઆ વિચારને લીધે કુંપદ ધરીને જુના રસ્તાઓ ખોદી નાંખવા તરફ લક્ષ આપે છે, તેઓના અલ્પ વિચારથી, જેમ દેવતાઓ નિર્બળ છતાં પણ બળવાન દૈત્યોને હરાવી પોતાનું રાજ્ય ચલાવતા અને દૈત્યો નિર્ધન થઈ આમ તેમ ગોથાં ખાતા તેમ આપણે પણ આ ભારતવર્ષમાં નિર્ધન થઇ ગોથાં ખાઇએ છીએ.

**શિક્ષા**—નાશી જનારી લક્ષ્મીને બાંધવા માટે ગુણનો* સંગ્રહ કરવો, કારણ કે ગુણહીન દૈત્યોનો ત્યાગ કરી લક્ષ્મીએ ગુણવાન્ દેવતાઓનો આશ્રય કર્યો હતો. ૮૪.

**સાર**—દૈત્યો પાસે લક્ષ્મી નથી ને દેવતાઓ પાસે તે

* આમાં ગુણ એટલે દોરી ને ગુણ એટલે ગુણ તેનો સંગ્રહ કરવો.

છે એ પુરાણોક્ત કથા છે. લક્ષ્મી ગુણવાન્ પાસે રહે છે તેથી જેમ બને તેમ ગુણવાન્ થવું, કારણ કે ગુણ સર્વને લલચાવનારો છે.

**શિક્ષા**-મનુષ્યે પોતાના પગથી અગ્નિ, ગાય, ગુરુ અને દેવતાનો સ્પર્શ કરવો નહીં, તેમ ઉચ્છિષ્ટ થયલા મનુષ્યે ઘીનો સ્પર્શ કરવો નહીં. ઉચ્છિષ્ટ થઈને ઘીનો સ્પર્શ કરનારા દૈત્યોની લક્ષ્મી નાશ પામી હતી. ૮૫

**સાર**-શાસ્ત્રમાં અગ્નિ, ગાય, ગુરુ, અને દેવને પવિત્ર ગણ્યાં છે. તેથી તેમને પગથી અડકવામાં મોટો દોષ કહેલો છે, માટે ગમે તેમ થાય તો પણ તેમને પગથી અડકવું નહીં અને ઉચ્છિષ્ટ હાથે ઘીને અડકવું નહીં.

**શિક્ષા**-પોતાથી ચડતી કે ઉતરતી જાતિમાં વિવાહ કરવાની ઇચ્છા કરવી નહીં; કારણ કે શુક્રની કન્યા ઉપર આશક થયલો યયાતિ મ્લેચ્છપણાને પામ્યો હતો. ૮૬

**દૃષ્ટાંત**-યયાતિ રાજા એક સમયે મૃગયા ખેલવા જતો હતો એવામાં કૂવામાં પડેલી એક કન્યા તેના જોવામાં આવી. તેને બહાર કાઢી એટલે તે કન્યાએ તેની સાથે પરણવાની ઈચ્છા જણાવી. એનું નામ દેવયાની હતું, ને તે શુક્રની કન્યા હતી. તેણે કહ્યું કે તેં મારો હાથ પકડયો એટલે તુંજ પતિ છે. પછી રાજાએ તે વાત કબૂલ કરી અને તેની સાથે ગાંધર્વ લગ્ન કરી પોતાના શેહેરમાં લઇ આવ્યો. તે દૈત્યકુળોત્પન્ન કન્યા હોવાથી ધર્મકાર્યમાં ધ્યાન આપતી નહિ, પણ વિલાસ વૈભવમાં મગ્ન રેહેતી હતી, તેથી રાજા પણ તેના જેવોજ થઇ ગયો; ને છેવટે મોહમાં પડી પોતાનાં ધર્મકાર્ય પણ ચૂકી ગયો હતો.

**સાર**-સારા કુળ ને ગુણવાળી વધૂ સારા ગુણો શિખવે છે, ને અધમ કુળવાળી કન્યા અધમ માર્ગે દોરે છે. સારા ગુણવાળા કુળની કન્યામાં, તેના બાળવયથીજ ઉત્તમ ગુણે-સદાચરણે વર્તવાની ટેવ પડેલી હોય છે, તેથી તે પ્રાણાંતે પણ દુર્ગુણવાળા પતિત માર્ગે જવાને ઉપદેશ કરતી નથી; ઉલટી પતિને અટકાવે છે.

**શિક્ષા**-રૂપ, ધન, કુલ અને વિદ્યા વગેરેથી રહિત

એવા મનુષ્યની મશ્કરી કરવી નહીં. કારણ કે વાનર-મુખ નંદીની મશ્કરી કરતાં રાવણને શાપ મળ્યો હતો. ૮૭

**દૃષ્ટાંત**–એક વખતે રાવણ પુષ્પક વિમાનમાં બેસી હિમાલય તરફ વિહાર કરવા નિકળ્યો હતો. ફરતું ફરતું તે વિમાન જ્યાં શંકર સાથે પાર્વતી ક્રીડા કરતાં હતાં તે વન પાસે ગયું કે તરત અટક્યું. તુરત રાવણ વિચારમાં પડ્યો અને પોતાના મારીચ નામના સચિવને કહ્યું કે વિમાન અટકવાનું શું કારણ તે સમજી શકાતું નથી. ખબર કાઢતાં એવા સમાચાર મળ્યા કે આ વનમાં શંકર પોતાની પ્રાણ-પ્રિયા પાર્વતી સાથે વિહાર કરે છે, માટે વિમાન આગળ જઇ શકશે નહીં. રાવણ તે વાર્તા સાંભળી તરત શિવજી પાસે જવા લાગ્યો. માર્ગમાં નંદી ચોકી માટે બેઠા હતા, તેમણે રાવણને અટકાવ્યો. રાવણે નંદી તરફ નજર કરી તો તેમના મુખનો આકાર વાનર જેવો દીઠો. તે જોઇ તેમની મશ્કરી કરી કે એ વાનરા, તું મને કોણ અટકાવનાર છે? હમણાં ચાંચડપેરે ચોળી નાંખીશ તે જાણે છે કે? ગર્વથી ભરેલાં આવાં વચન સાંભળી નંદીએ શાપ આપ્યો કે જા, વાનર આકારનાં પશુઓ તારો વધ કરશે. એ ઉપરથી વાનરાઓએ રાવણનો નાશ કર્યો હતો.

**સાર**–ગર્વજ સઘળાં દુઃખ, સંકટ વિપત્તિનું કારણ છે. તે આ લોક ને પરલોકમાંથી પણ દૂર કાઢે છે. ગર્વિષ્ટ મનુષ્યને કોઇ માનતું નથી–પણ ધિક્કારે છે.

**શિક્ષા**–જ્યારે ભાઇઓમાં પરસ્પર કજીઓ થાય ત્યારે તેઓને વૈર કરતાં અટકાવવા, પણ એકનો પક્ષ કરીને વૈર વધારવું નહીં. કૌરવ અને પાંડવના સંગ્રામ વખતે બલદેવ (કૃષ્ણ સાથે) લડ્યા નહોતા. ૮૮

**દૃષ્ટાંત**–જ્યારે ભાઇ ભાઈઓમાં કલહ થાય ત્યારે તેમને વારવા, પણ એકદમ એકનો પક્ષ કરી તેને ઉશ્કેરી સામાનો પરાજય કરાવવો નહીં. તેમ કરવાને લીધે તેમાંથી ઉલટી હાનિ થાય છે. આ ઠેકાણે બલદેવનું દૃષ્ટાંત આપ્યું તે બરાબર દાખલો લેવા યોગ્ય છે. જ્યારે કૌરવ

અને પાંડવની લડાઇ થશે એવા સમાચાર બલદેવને મળ્યા ત્યારે તેમણે કૌરવને સમજાવ્યા. દુર્યોધનના ગુરુ બલરામ હતા તેથી દુર્યોધને તેમની સહાય માગી, એટલે બલરામે દુર્યોધનને સમજાવ્યો તોપણ તે સમજ્યો નહિ; આખરે બલરામે કહ્યું કે હું કોઇને પણ મદદ નહિ કરૂં. પાંડવની પક્ષમાં કૃષ્ણ હતા, તેથી બલરામે ધાર્યું કે પાંડવ કૌરવ ભાઇઓ લડે છે, તેમને ઐક્ય કરાવવાનો ઉપદેશ કરૂં છું, તો હું કૌરવ પક્ષનો ઠરૂં છું; અને તેમને માટે મારા બાંધવ કૃષ્ણ સાથે લડું તો તે પણ ઠીક નહિ; કેમકે કલહ ભંગ કરાવવાનો તો હું ઉપદેશ દઉ છું—એમ ધારી કલહ દૂર કરવા માટે પોતે યાત્રા ગયા હતા.

**શિક્ષા**—સત્વગુણીએ સંસારમાં સારભૂત એવો પરોપકાર કરવો. કારણ કે બુદ્ધે પોતાની બુદ્ધિ સર્વ પ્રાણિના ઉદ્ધાર કરવામાં વાપરી હતી. ૮૯

**સાર**—માણસે કાર્ય કરવાં, પણ તે એવાં કરવાં કે જેમાં આખી દુનિયાને લાભ થાય. જુઓ કે બુદ્ધ શાક્યમુનીએ સંસાર ત્યાગ કર્યો, પણ એવું એક કાર્ય ઉઠાવ્યું કે જેમાં હજારો હિંસકને હિંસા કરતા બંધ પાડયા.

**શિક્ષા**—નિર્ધન ભાઇનું પોષણ કરવું અને દુ:ખી હાલતમાં આવેલા મિત્રનું પાલન કરવું. જેમકે અતિ ઉદાર બલિરાજા બંધુ અને મિત્રનું પોષણ કરતો હતો. ૯૦

**દૃષ્ટાંત**—આ એક માત્ર નીતિવચનજ છે. જ્યારે બલિરાજાને રાજ્ય મળ્યું ત્યારે તેણે પોતાના કુટુંબીઓ અને મિત્રોનું પોષણ કર્યું હતું.

**સાર**—જેમ બને તેમ પોતાના ગરીબભાઈ અને ગરીબ કુટુંબીઓનું પોષણ કરવું, એ સદ્ધર્મ ને સદ્વૃત્તિનું લક્ષણ છે.

**શિક્ષા**—મારણ આદિ ઘણી ભયંકર અભિચાર ક્રિયા કરવી નહીં. કારણ કે લક્ષ્મણે કૃત્યા વગેરે અભિચાર ક્રિયા કરનારા ઇન્દ્રજીતને માર્યો હતો. ૯૧

**દૃષ્ટાંત**–ઇંદ્રજીતે કૃત્યા એટલે કાળિ આદિને સાધી હતી, અને મારણ મંત્ર વગેરે પણ જાણતો હતો, તેને લક્ષ્મણે મારી નાંખ્યો હતો; કારણ કે તે જો વધારે જીવત તો બીજા કેટલાએકને દુઃખ આપત. ઇંદ્રજીત એ એક રીતે લક્ષ્મણનો જમાઇ હતો, ને જમાઈનું સંરક્ષણ કરવું જોઇએ, પણ તે સંકટકારક હોવાથીજ માર્યો હતો.

**સાર**–બનતાં સુધી તેવાં અધમ મંત્ર તંત્રના પ્રયોગો કરવા નહીં. નહિતર પરિણામે દેહની પણ હાનિ થાય. આપણા દેશમાં મંત્ર તંત્ર વિદ્યાવાળાની એવી અવસ્થા જોવામાં આવે છે.

**શિક્ષા**–પ્રથમ બ્રહ્મચર્ય અવસ્થા ભોગવવી અને ત્યારબાદ ગૃહસ્થાશ્રમ ગૃહણ કરવો; પછી વાનપ્રસ્થ થઇ છેવટે યતિ થવું. કારણ કે યયાતિ વગેરે રાજાઓ ક્રમ પ્રમાણે આશ્રમમાંથી આશ્રમમાં ગયા છે. ૯૨

**સાર**–ત્રણે વર્ણમાં જનોઇ આપવામાં આવે ત્યાર પછી બ્રહ્મચર્ય વ્રત પાળવું પડે છે. બ્રાહ્મણને આઠમે વર્ષે જનોઇ દેવામાં આવે છે અને ત્યાર પછી આઠ વર્ષ સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવાનું છે. ક્ષત્રિયને અગ્યારમે વર્ષે જનોઇ દેવામાં આવે છે, તે બાવીશ વર્ષનો થાય ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળે; અને વૈશ્યને બારમે વર્ષે જનોઇ દેવામાં આવે છે અને તે ચોવીશ વર્ષનો થાય ત્યાં સુધી બ્રહ્મચર્ય વ્રત પાળે છે. આમ પોતાના અધિકાર પ્રમાણે પાળીને પછી ગ્રહસ્થાશ્રમ ભોગવે છે. જ્યારે વનમાં રહેતાં તીવ્ર વૈરાગ્ય આવે છે ત્યારે તે યતિ થાય છે. આવી રીતે એક આશ્રમમાંથી બીજા આશ્રમાં ઉત્તરોત્તર જવાથી ઉચિત ગણાય છે, પરંતુ આશ્રમનો લોપ કરવાથી ઉલટો દોષ લાગે છે. જો ગૃહસ્થાશ્રમ નહિ ભોગવ્યો હોય તો તેમાં આસક્તિ થવાથી બીજા આશ્રમમાંથી તે પડે છે.

**શિક્ષા**–ઘણી ધનની સંપત્તિ હોય તેને પોતાને હાથે વાપરવી. જ્યારે અગસ્ત્ય વાતાપિને ખાઇ ગયા ત્યારે બીજાએ ભંડારનો ખર્ચ કર્યો હતો. ૯૩

**દૃષ્ટાંત**–અગસ્ત્યે વિવાહમાં ખર્ચ કરવા માટે ધન મેળવવાની ઇચ્છાથી રાજાઓની પાસે જઈને કહ્યું કે મારે ધન જોઇએ છીએ. રાજાઓએ પોતાની આવક અને જાવક બન્નેના આંકડા બતાવી આપ્યા, તે ઉપરથી અગસ્ત્યને એમ નિશ્ચય થયો કે આમની પાસે કંઇ વિશેષ દ્રવ્ય નથી. તેમણે ધાર્યું કે ઇલ્વલ પાસે જઇએ, તો પૈસો મળે. તેથી તે તેને ત્યાં ગયા. તેણે રાજાઓ અને તે ઋષિને માન આપી પોતાના ભાઇ વાતાપિને મારી તેનું ભોજન તેઓને પીરસ્યું. એમ ધારીને કે તે પેટમાં જઇને અગસ્ત્યનું પેટ ફાડી નાંખશે. એ જોઇ રાજાઓ ગભરાટમાં પડયા. અગસ્ત્યે તેમને ધીરજ આપી, પોતે તેને જમી ગયા. પછી ઇલ્વલે તેના ભાઇને હાક મારી કે અગસ્ત્ય બોલ્યા, તે તો મારા ઉદરમાં પચી ગયો, હવે બહાર આવશે નહીં. તે જોઇ ઇલ્વલ તેના ચરણમાં પડયો અને બોલ્યો કે તમારે શું જોઇએ છીએ? અગસ્ત્યે કહ્યું કે આ રાજાઓને લાખ લાખ સોના મહોર આપ અને મને બે લાખ આપ. તે સાંભળી પેલાએ તરત તે પ્રમાણે આપીને સઘળાને વિદાય કર્યા; કેમકે તે બળવાન હતો, છતાં જાણતો હતો કે આ ઋષિ મને પણ મારી નાંખશે–ને તેથી અનેક જનનાં પેટ ચીરીને સંઘરેલું વાતાપિનું દ્રવ્ય તાત્કાળ ઇલ્વલને આપવું પડયું.

**સાર**–દેખીતું છે કે ધરનો ખર્ચ યોગ્ય કાર્યમાં જાતે કરવો જોઇએ.

**શિક્ષા**–જે પરિણામે સંતાપ કરનારૂં હોય તે જન્મ પર્યંત કરવું નહીં, કારણ કે જેનું એક મસ્તક બાકી રહેલું હતું એવા રાવણે સીતાના કલેશનું સ્મરણ કર્યું હતું. ૯૪

**દૃષ્ટાંત**–રાવણે રામની સાથે યુદ્ધ કરવા માંડયું, તેમાં છેવટે સંગ્રામમાં તેનાં નવ મસ્તક ઉડી ગયાં અને એક મુખ્ય મસ્તક રહી ગયું. ત્યારે તેના મનમાં પશ્ચાત્તાપ થયો કે 'મેં સીતાનું હરણ કર્યું, પરંતુ તેથી અતિ કષ્ટ સહન કરવું પડયું. શું કરવું, જે અદૃષ્ટમાં લખ્યું હોય તે મટવાનું નથી.' પણ આવા અંતકાળ-

ના પશ્ચાતાપથી લાભ શો? એ હિચકારાપણું દર્શાવનારૂં હોવાથી તેની નિંદા થઈ છે.

**સાર**–ટેક જાળવવાના સંબંધમાં આ બોધ છે. જે ટેક લીધી તે છોડવી નહિ. છોડેથી હાંસી ને હસારત બંને થાય છે.

**શિક્ષા**–જ્યારે વૃદ્ધપણાથી કેશ સફેત થાય ત્યારે તપોવનમાં જવાની ઇચ્છા કરવી. પોતાની છેવટની અવસ્થામાં કુરૂ વગેરે ધીર રાજાઓ વનમાં ગયા હતા. ૯૫

**સાર**–માણુસની બાલ્યાવસ્થા રમત ગમતમાં જાય છે. જ્યારે તરુણાવસ્થાનો આરંભ થાય છે ત્યારે લલનાની મધુરતામાં મોહ પામીને ફસાઇ પડે છે અને તે પછીની કંઇક અવસ્થા સંસારના વ્યવહારમાં ગાળવી પડે છે. માટે બાકીની વૃદ્ધાવસ્થામાં સર્વ સંસાર જાળ તજી, માણુસે મુક્તિ સુખ મેળવવા માટે એકાંત પુણ્ય તીર્થ–પવિત્ર ભૂમિમાં વાસ કરવો.

**શિક્ષા**–જ્યારે માણુસ વૃદ્ધ થાય છે, ત્યારે તેને જમ–જરા–સંસારનાં બંધન નાશ કરવાની ઇચ્છા થાય છે. વિદૂરે આત્મજ્ઞાન સંપાદન કરી જન્મ જરાનો નાશ કર્યો હતો. ૯૬

**દૃષ્ટાંત**–વિદૂરે ભારત આદિ સંગ્રામમાં અનેક યોદ્ધાનો નાશ થયો જોઇ વિચાર્યું કે આપણે પણ આવી અજ્ઞાનાવસ્થામાં મરણ પામશું, માટે જ્ઞાન મેળવવું જોઇએ. એમ વિચારી મૈત્રેય પાસેથી આત્મજ્ઞાન મેળવ્યું હતું. (જુઓ ભાગવતનો ત્રીજો ચોથો સ્કંધ.)

**સાર**–માણુસે સંસાર વ્યવહારમાંજ પડયું રહેવું નહીં, પણ ભવિષ્યમાં સુખ મળે એવા અનેક જ્ઞાનાદિ ઉપાયો લેવા.

**શિક્ષા**–માણુસે વૃદ્ધાવસ્થા થાય ત્યારે જ્ઞાન દૃષ્ટિથી સનાતન પરમાત્માના સ્વરૂપની ઓળખાણ કરવી. શુક આદિ મુનિઓ અને શાંતનવ આદિ રાજાઓ સનાતન પરબ્રહ્મનાં દર્શન કરી યોગિયો થઇ ગયા. ૯૭

**સાર**–પૂર્વાવસ્થામાં માણસ વ્યવહારને લીધે કંઇ પણ પારલૌકિક પદાર્થ જાણી શકતો નથી. માટે જ્યારે ઉત્તરાવસ્થા–વૃદ્ધાવસ્થા આવે ત્યારે તેણે ઇશ્વર અને જીવ તેના ઐક્યપણાનું યથાર્થ જ્ઞાન મેળવી શુભ ગતિ–ભક્તિ મેળવવી.

**શિક્ષા**–મરણનો કાળ જેને પાસે આવ્યો હોય અ-થવા તો પોતે મરી ગયો હોય તોપણ જેનાં ઘણાં પુણ્ય હોય તે મરતો નથી; કારણ કે યશ રૂપી કાર્યોને લીધે હજુ માંધાતા વગેરે રાજાઓ ચિરંજીવ છે. ૯૮

**સાર**–જેમ બને તેમ યશનો સંચય કરવો કે જેથી આ કાયા પડી જાય તોપણ આપણે અમર થઇએ.

**શિક્ષા**–મરણ સમયે સર્વ આપત્તિને દૂર કરનારાને સંતોષ આપનાર વિષ્ણુનું સ્મરણ કરવું. કારણ કે બાણશ-ય્યામાં સૂતેલા ભીષ્મે શ્રી પરમાત્માનું સ્મરણ કર્યું હતું. ૯૯

**દૃષ્ટાંત**–મહાભારતના યુદ્ધમાં દશમે દિવસે ભીષ્મ પિતા પડ્યા, ને તેઓ યુદ્ધના અંતકાળ સુધી બાણ શ-ય્યાપર પડી રહ્યા. શરીરમાં બાણો પરોવાયાથી અનંત વેદ-ના થતી હતી, પણ તે વેળાએ પણ શ્રીપરમાત્માનું નામ મોઢામાંથી મૂકયું ન હતું. અંતકાળપર્યંત તેઓએ પ્રભુને વિસાર્યા નથી. તેઓ જાણતા હતા કે પ્રભુનું નામ અમર સુખનું ધામ છે. જોકે ભીષ્મ પિતામહ પુણ્યાત્મા, સત્યવાદી ને બ્રહ્મનિષ્ઠ હતા, તોપણ અંતે પ્રભુનુંજ નામ સુખ આપનાર છે એમ માન્યું હતું.

**છેવટ**–શ્રી વ્યાસદાસ એવા નામથી ઓળખાતા ક્ષેમેંદ્ર કવિએ ઘણાં શાસ્ત્રો વિચારી સત્પુરુષને શ્રવણ ને મનન કરવા યોગ્ય આ ચારુચર્યા રચી છે. ૧૦૦

શ્રી વ્યાસ તે વેદવ્યાસ. પુરાણોના રચનાર. ક્ષેમેંદ્ર કવિનું વૃત્તાંત પ્રારંભમાં આપ્યું છે.



## વિદ્યાકળાનિધિ.

### (પ્રથમચંદ્ર ષોડશકળા.)

---

| કળા | પુસ્તકનું નામ. | કિંમત. |
|---|---|---|
| ૧ | ચારુચર્યા. (બહાર પડયું છે.)........... | ૦—૪—૦ |
| ૨ | તમાસંવરણ નાટક (બહાર પડયું છે.) ... | ૦—૨—૦ |
| ૩ | રાજભક્તિ વિડમ્બન(ભાણ)(બહાર પડયું છે) | ૦—૨—૦ |
| ૪ | કળાવિલાસ. (છપાય છે.)............. | ૦—૬—૦ |
| ૫ | ઉપદેશ શતક......................... | ૦—૪—૦ |
| ૬ | કૃષ્ણ ચંદ્રાવળી (નાટિકા.) ........... | ૦—૪—૦ |
| ૭ | વિદુરનીતિ. (સંસ્કૃત સહિત.)........... | ૦—૪—૦ |
| ૮ | દશરથ પ્રાણત્યાગ. (વાર્ત્તા.)........... | ૦—૪—૦ |
| ૯ | કામંદકીય નીતિસાર.................... | ૦—૮—૦ |
| ૧૦ | ગીત ગોવિંદ (રાગદારીની સમજણ સહિત) | ૦—૮—૦ |
| ૧૧ | ધનુર્વેદ (મૂળ ને ભાષાંતર સહિત.)..... | |
| ૧૨ | શુદ્ધામૃત. (વેદાંતના નાના ગ્રંથો.)....... | ૦—૪—૦ |
| ૧૩ | રસિકરંજન ........................... | |
| ૧૪ | પુરંજનાખ્યાન (રૂપક.) ............... | ૦—૪—૦ |
| ૧૫ | રત્નમાળા.............................. | ૦—૪—૦ |
| ૧૬ | ચંડી. (વીરરસ પ્રધાન ગદ્ય કાવ્ય.)..... | ૦—૪—૦ |

☞ આ ષોડશકળા ઉત્તરોત્તર પ્રકાશશે.